Firstly—Contemptuous silence on the part of the wife.

Secondly—Frowns.

Thirdly—Tears and lamentations.

Fourthly—Scolding and abuse.

કલમ–૭. સાધારણ ગુન્હાઓ માટે વળી નીચે પ્રમાણેની બીજી સજાઓ ઠરાવવામાં આવે છેઃ—

(૧) પત્નીનું તિરસ્કારયુક્ત મૌન.

(૨) કરડી નજર.

(૩) અશ્રુપાત અને આક્રંદ.

(૪) ઠપકા અને ગાલિપ્રદાન.

---

## Chapter IV. General Exceptions.

8. Nothing is an offence which is done by a wife.

## પ્રકરણ ૪ થું–સામાન્ય અપવાદો.

કલમ–૮. પત્નીએ કરેલું કોઇ પણ કૃત્ય ગુન્હામાં ગણાશે નહિ.

9. Nothing is an offence which is done by a husband in obedience to the commands of a wife.

કલમ–૯. પત્નીના હુકમ અનુસાર પતિ જે કંઇ કૃત્ય કરશે તે ગુન્હામાં ગણાશે નહિ.

10. No person in married state shall be entitled to plead any other circumstances as grounds

of exemptions from the provisions of the matrimonial Penal Code.

કલમ-૧૦. "લગ્ન સંબંધી સજાના કાયદા" ની કલમોમાંથી માફી મેળવવાને, પરણેલી સ્થિતિના કોઇ પણ પુરુષને બીજાં કોઇ પણ કારણો આગળ ધરવાનો હક્ક રહેશે નહિ.

---

## Chapter V. Of Abetment.

11. A person abets the doing of a matrimonial offence, who:—

Firstly:—Instigates, persuades, induces or encourages a husband to commit that offence.

Secondly:—Joins him in the commisson of that offence or keeps his company during its commisson.

## પ્રકરણ ૫ મું—મદદગારી વિષે.

કલમ-૧૧. નીચેનાઓ લગ્ન સંબંધી ગુન્હો કરવાના કામમાં મદદ કરનાર ગણાશે.

(૧) જે માણસ લગ્ન સંબંધી ગુન્હો કરવાને પતિને ઉશ્કેરે, સમજાવે, ફોસલાવે કે ઉત્તેજન આપે; અથવા

(૨) જે ગુન્હો કરતી વખતે તેની મદદે જાય અથવા તે કરતી વખતે તેની સાથે રહે તે.

**Explanation (ખુલાસો).**

A man not in the married state or even a woman may be an abettor.

કોઇ પણ અવિવાહિત પુરુષ તેમજ સ્ત્રી ગુન્હો કરવાના કામમાં મદદ કરનાર હોઇ શકે.

## Illustrations (ઉદાહરણ).

(*a*) A, the husband of B, and C, an unmarried man, drink together. Drinking is a matrimonial offence. C has abetted A.

(૧) **ब** સ્ત્રીનો પતિ **अ**, અને **क** એક કુંવારો માણસ, બન્ને જણા સાથે દારૂ પીએ છે; તો દારૂ પીવો એ લગ્ન સંબંધી ગુન્હો હોઇને **क** એ **अ** ને ગુન્હો કરવાને માટે મદદ કરી ગણાશે.

(*b*) A, the mother of B, persuades B ( the husband of C,) to spend money in ways other than those which C approves. As spending money in such ways is a matrimonial offence, A has abetted B.

(૨) **क** સ્ત્રીના પતિ **ब** ને, તેની (**ब**ની) મા **अ**, **क** પત્નીને નાપસંદ માર્ગે પૈસા ઉડાવવા સમજાવે છે, તો આ પ્રમાણે સ્ત્રીના મત વિરુદ્ધ પૈસા ઉડાવવા એ દાંપત્ય અપરાધ (ગુન્હો) હોઇ, **अ** એ **ब** ને ગુન્હો કરવાને મદદ કરી ગણાશે.

12. When a man in the married state abets another man in the married state, in a matrimonial offence, the abettor is liable to the same punishment as the principal provided that he can be so punished only by a Competent Court.

કલમ-૧૨. જો એક પરણેલો પુરુષ, બીજા પરણેલા પુરુષને લગ્ન સંબંધી ગુન્હો કરવાના કામમાં મદદ કરે તો તે પણ મૂળ ગુન્હો કરનારાના જેવી અને જેટલીજ સજાને પાત્ર થશે. જો કે એવી સજા માત્ર તેમ કરવાને સત્તા ધરાવનારી કોર્ટ જ કરી શકશે.

**Explanation. ખુલાસો.**

A Competent Court means the wife having right of property in the offending husband.

આ ઠેકાણે 'સત્તા ધરાવનારી કોર્ટ' એનો અર્થ ગુન્હેગાર પતિ ઉપર માલકીનો હક્ક ધરાવનારી પત્ની છે.

13. Abettors who are female or male offenders not in the married state are liable to be punished only with scolding, abuse, frown, tears and lamentations.

કલમ-૧૩. જો ગુન્હાના કામમાં મદદ કરનાર સ્ત્રી અથવા પુરુષ અવિવાહિત હશે તો તેઓ માત્ર ઠપકો, ગાળિપ્રદાન, કરડી નજર, અશ્રુપાત અને આક્રંદ દ્વારા સજાને પાત્ર થશે.

---

# Chapter VI.-Of Offences against the state.

14. "The State shall in this Code, mean the married state only.

## પ્રકરણ ૬ ઠું.–રાજ્ય વિરુદ્ધના ગુન્હાઓ વિષે.

કલમ–૧૪. આ કાયદામાં "રાજ્ય"નો અર્થ વિવાહિત અવસ્થા એવો કરવામાં આવશે.

15. Whoever wages war against his wife or attempts to wage such war, or abets the waging of such war, shall be punished capitally, that is, by separation or by transportation to another bed-room and shall forfeet all his pocket money.

કલમ–૧૫. જે કોઇ પોતાની સ્ત્રી સામે લડાઈ કરશે અથવા એવી લડાઇ કરવાનો પ્રયત્ન કરશે અથવા તો તેમ કરવાના કામમાં કોઇને મદદ કે ઉશ્કેરણી કરશે તેને દેહાંતદંડની શિક્ષા કરવામાં આવશે; એટલે કે તેને અલગ રહેવાની અથવા અન્ય શયનગૃહરૂપી દેશનિકાલની સજા કરવામાં આવશે, અને તેનો સઘળો ગજવા–ખરચ બંધ કરવામાં આવશે.

16. Whoever induces friends or gains children to side with him, or otherwise, prepares to wage war with the intention of waging war against the wife, shall be punished by transportation to another bed-room and shall also be liable to be punished with scolding and with tears and lamentations.

કલમ–૧૬. જે કોઈ પોતાના મિત્રોને સહાયક બનાવીને અથવા સંતાનને પોતાના પક્ષમાં લઇને અથવા તો બીજી કોઇ રીતે પત્નીની સામે લડાઇ કરવાના ઈરાદાથી યુદ્ધની તૈયારી કરશે, તો તેને દેશનિકાલની સજા થશે; અર્થાત તેને શયનગૃહની બહાર કાઢી મૂકવામાં

આવશે, અને તે ઉપરાંત તિરસ્કાર, અશ્રુપાત અને આક્રંદની પણ સજા કરવામાં આવશે.

17. Whoever shall render allegiance to any woman other than his wife shall be guilty of incontinence.

કલમ–૧૭. જે માણુસ પોતાની સ્ત્રી સિવાય બીજી કોઈ સ્ત્રી-તરફ સદ્‌ભાવ દર્શાવશે તેણે 'વ્યભિચાર'નો ગુન્હો કર્યો છે, એમ ગણાશે.

### Explanation.

1. To show the slightest kindness to a young woman, who is not the wife, is to render such young woman allegiance.

### ખુલાસો ૧ લો.

પત્ની સિવાય બીજી કોઇ જુવાન સ્ત્રીના તરફ જરા પણ ભલમનસાઇ બતાવવી, એ આવી જુવાન સ્ત્રી પ્રત્યે સદ્‌ભાવ બતાવવા બરોબર છે.

### Illustration.

A is the husband of B and C is a young woman. A likes C's baby because he is a nice child and gives him buns to eat. A has rendered allegiance to C,

### ઉદાહરણ.

**अ**, **ब**નો પતિ છે. **क** એક યુવાન સ્ત્રી છે. **अ**, **क**ના છોકરાને ચાહે છે; કારણ કે તે એક સુંદર બાળક છે અને તેને ખાવાને પૂરીઓ આપે છે. તો **अ** એ **क** પ્રત્યે સદ્‌ભાવ બતાવ્યો ગણાશે.

## Explanation.

(2) Wives shall be entitled to imagine offences under this section, and no husband shall be entitled to be acquitted on the ground that he has not committed the offence.

The simple accusation shall always be held to be conclusive proof of the offence.

## ખુલાસો ૨ જો.

આ કલમ મુજબ ગુન્હાની કલ્પના કરી લેવાનો હક્ક પત્નીને પ્રાપ્ત થશે, અને પોતે ગુન્હો કર્યો નથી એ કારણસર કોઇપણ પતિ સજામાંથી મુક્ત થવાનો દાવો કરી શકશે નહિ.

ફરિયાદ થઇ છે એજ હકીકત હંમેશાં ગુન્હો પૂર્ણ રીતે પુરવાર થયાની સાબીતીરૂપ માનવામાં આવશે.

## Explanation.

(3) The right of imaging offence under this section shall be held to belong, in general to old wives, and to women with old and ugly husbands; and a young wife shall not be entitled to assume the right unless she can prove that she has a particularly cross temper or was brought up a speilt child or is herself supremely ugly.

## ખુલાસો 3 જો.

આ કલમમાં આવી જતા ગુન્હાને કલ્પી લેવાનો હક્ક સામાન્ય રીતે, વૃદ્ધ પત્નીઓ અને વૃદ્ધ તેમજ કદરૂપા પતિની પત્નીઓને રહેશે; અને જ્યાં સુધી કોઇ યુવાન પત્ની, ખાસ કરીને પોતાનો સ્વભાવ

ધણીજ ચિઢીઓ છે, અથવા પોતે બચપણમાં બહુ લાડમાં ઉછરેલી હતી, કે કાંતો પોતે ધણીજ કદરૂપી છે, એવું સાબીત કરી શકશે નહિ, ત્યાં સુધી તે આ હક્ક ધારણ કરવાનો દાવો કરી શકશે નહિ.

18. Whoever is guilty of incontinence shall be liable to all the punishments mentioned in this Code and to other punishments not mentioned in the Code.

કલમ–૧૮. જે કોઇ પુરુષ વ્યભિચારનો ગુન્હો કરશે તે આ કાયદામાં ગણાવેલી તેમજ ગણાવવામાં નહિ આવેલી એવી સઘળી સજાઓને પાત્ર થશે.

# Chapter VII.

## Of Offences relating to the Army and Navy.

19. The Army and Navy shall, in this Code mean the sons and daughters and the daughters-in-law.

# પ્રકરણ ૭ મું.

## ખુશ્કી અને દરિયાઇ લશ્કરને લગતા ગુન્હાઓ વિષે.

કલમ–૧૯. આ કોડમાં " ખુશ્કી અને દરિયાઇ લશ્કર " એ શબ્દોમાં છોકરાઓ, છોકરીઓ અને છોકરાઓની વહુઓનો સમાવેશ થાય છે.

20. Whoever abets the committing of mutiny by a son or daughter or a daughter-in-law

shall be liable to be punished by scolding and tears and lamentations.

કલમ—૨૦. જે કોઇ પત્નીની સામે બળવો ઉઠાવવાને દીકરા, દીકરી કે પુત્રવધૂને ઉશ્કેરશે તે તિરસ્કાર, અશ્રુપાત અને આક્રંદની સજાને પાત્ર થશે.

# Chapter VIII.

## Of Offences against the domestic Tranquillity.

21. An assembly of two or more husbands is designated an unlawful assembly if the common object of such husband is:-

Firstly—To drink as defined below or to commit any other matrimonial offence;

Secondly—To over-awe by show of authority, their wives from the exercise of the lawful authority of such wives;

Thirdly—To resist the execution of a wife's order.

# પ્રકરણ ૮ મું.

## ઘરમાં સુલેહનો ભંગ કરવાના ગુન્હાઓ વિષે.

કલમ—૨૧. બે અથવા વધારે પરણેલા પુરુષો નીચે લખેલા કોઇ પણ હેતુને માટે એકત્ર થાય તો એવી મંડળીને ગેરકાયદેસર મંડળી ગણવી.

૧. નીચે વ્યાખ્યામાં જણાવ્યા પ્રમાણે દારૂ પીવો, જુગાર રમવો અથવા એવા બીજા લગ્ન સંબંધી ગુન્હા કરવા.

૨. પોતાની પત્નીઓને તેમને કાયદેસર મળેલી સત્તાનો અમલ કરવા દેવામાં રૂઆબથી દમ ભરાવી અટકાવ કરવો.

૩. પત્નીના હુકમના અમલની સામે થવો.

22. Whoever is a member of an unlawful assembly shall be punished by imprisonments with hard words, and shall also be liable to contemptuous silences or to scolding.

કલમ–૨૨. જે કોઇ ગેરકાયદેસર મંડળીનો સભાસદ હોય, તેને સખ્ત શબ્દો સાથે કેદખાનાની સજા ફરમાવવામાં આવશે; તેમજ તે તિરસ્કારયુક્ત મૌન અને ઠપકાને પણ પાત્ર થશે.

## Of drinking wines and spirits.

23. Any liquid kept in a bottle and taken in glass vessel is wine and spirit.

## દારૂ પીવા વિષે.

કલમ–૨૩. શીશીમાં રખાયલા અને કાચના વાસણમાં પિવાયલા કોઇ પણ પ્રવાહીને દારૂ ગણવામાં આવશે.

24. Whoever has in his possession wine and spirits, as above defined, is said to drink.

કલમ–૨૪. ઉપરની વ્યાખ્યામાં જણાવ્યા પ્રમાણેનો દારૂ જે કોઇના કબજામાં હશે તે દારૂ પીએ છે એમ ગણવું.

## Explanation.

He is said to drink even though he never touches the liquid himself.

## ખુલાસો.

તે માણસે કદાચ તે પ્રવાહીનો સ્પર્શ પણ કર્યો ન હોય, તો પણ તે દારૂ પીએ છે એમજ ગણવું.

25. Whoever is guilty of drinking shall be punished with imprisonment of either description within the four walls of a bed-room during the evening hours and shall also be liable to scolding.

કલમ-૨૫. જે કોઇ દારૂ પીવાનો ગુન્હો કરશે તેને દરરોજ સાંજના વખતે શયનગૃહમાં, બેમાંથી ગમે તે એક પ્રકારની કેદ રાખવાની સજાને પાત્ર થશે; અને તે ઉપરાંત ઠપકાને પાત્ર પણ થશે.

## Of rioting.

26. Whoever shall speak in an ungentle voice to his wife shall be guilty of domestic rioting.

## હુલ્લડ કરવા વિષે.

કલમ-૨૬. જે કોઇ પોતાની પત્ની સાથે કર્કશ સ્વરે બોલશે તેણે ઘરમાં હુલ્લડ મચાવવાનો ગુન્હો કર્યો લેખાશે.

27. Whoever is guilty of domestic rioting shall he punished by contemptuous silence or by scolding or by tears and lamentations.

કલમ-૨૭. જે કોઇ પોતાના ઘરમાં હુલ્લડ મચાવવાનો ગુન્હો કરશે તે તિરસ્કારયુક્ત મૌન અથવા ઠપકો અથવા અશ્રુપાત અથવા આક્રંદની સજાને પાત્ર થશે.

# ૮—એક "ખાસ ખબરપત્રી"નો પત્ર.

પ્રિન્સ ઑફ વેલ્સની સાથે જે અનેક " ખાસ ખબરપત્રીઓ " અહીં આવ્યા હતા, તેમાંના એકે વિલાયતના કોઇક વર્તમાનપત્રમાં નીચે પ્રમાણેનો પત્ર લખ્યો હતો. અમે તેનું ભાષાંતર અહીં પ્રગટ કરીએ છીએ. તે વિલાયતી વર્તમાનપત્રના નામ માટે કોઇ અમારો જીવ ખાશે, તો અમારે લાચાર થવું પડશે. વર્તમાનપત્રનું નામ અમે જાણતા નથી, અને ક્યાં જોવામાં આવ્યું હતું તેનું પણ અમને સ્મરણ નથી. પત્રનો ભાવાર્થ આ પ્રમાણે છે.

યુવરાજની સાથે આવીને બંગાળા દેશમાં જે જે જોયું, તે આ અવકાશના વખતમાં વર્ણવીને આપને કૃતાર્થ કરવાની ઇચ્છા છે. મેં આ દેશ સંબંધે અનેક તપાસ કરી છે, તેટલા માટે મારી પાસેથી જેવી ખરી હકીકત મેળવી શકશો તેટલી બીજા કોઇ પાસેથી મળી શકશે નહિ. આ દેશનું નામ " બેંગોલ " છે, એ નામ શા માટે પડયું, તે દેશી લોકો કહી શકતા નથી; પરન્તુ દેશી લોકોને આ દેશની અવસ્થા પૂરેપૂરી માલૂમ નથી; તેઓ જાણે પણ કેવી રીતે ? તેઓ કહે છે, પૂર્વે એમાંના એક પ્રદેશને ' બંગ ' કહેવામાં આવતો. તે પ્રદેશના લોકોને હમણાં પણ " બંગાલ " કહેવામાં આવે છે; એટલા માટે એ દેશનું નામ " બંગાલા " પડયું; પરન્તુ આ દેશનું નામ " બંગાલ " નથી, પણ " બેંગોલ " છે તે આપ સૌ જાણો છોજ; એટલે એ લોકોની વાત કેવલ જૂઠી છે. મને લાગે છે કે, બેન્જામીન ગોલ ( Benjamin Gall ) સંક્ષેપમાં બેન્ગોલ નામના કોઇ અંગ્રેજે પ્રથમ આ દેશ શોધી કાઢીને અને તેના પર અધિકાર જમાવીને પોતાના નામથી તેને વિખ્યાત કર્યો હતો.

રાજધાનીનું નામ " કાલકાટા " ( Calcutta ) છે. 'કાલ' અને ' કાટા ' એ નામના બે બંગાળી શબ્દોમાંથી એ નામની ઉત્પત્તિ થઈ છે. એ નગરમાં કાલ કાપવા ( વખત ગુજારવા )ને કંઇ પણ મુશ્કેલી પડતી નથી; એટલા માટેજ એનું નામ "કાલકાટા" પડયું છે.

એ દેશના લોકોમાંથી કેટલાક અતિશય કૃષ્ણ વર્ણના અને કેટલાક કિંચિત્ ગૌર છે. જે લોકો કૃષ્ણ વર્ણના છે તેમના પૂર્વ પુરુષ, માલૂમ પડે છે કે, આફ્રિકામાંથી આવીને અહીં વસ્યા હતા; કારણ કે તે કાળા રંગના બંગાળીઓમાંના અનેક જણના કેશ ગુંછળાંવાળા છે. નરતત્ત્વવેત્તાઓએ સિદ્ધ કર્યું છે કે, ગુંછળાંવાળા વાળ હોય તેઓ કાફ્રા-સીધી-જ; અને જેઓ કિંચિત્ ગૌર વર્ણના છે, તેઓ ઘણું કરીને ઉપર્યુક્ત એન્ગોલ સાહેબના વંશજ છે.

મેં જોયું છે કે, ઘણા ખરા બંગાળીઓ મેન્ચેસ્ટરના સુતરમાંથી બનેલાં વસ્ત્રો પહેરે છે; એટલા માટે સ્પષ્ટજ સિદ્ધ થાય છે કે, હિન્દુસ્તાન મેન્ચેસ્ટરના સંબંધમાં આવ્યા પહેલાં, બંગ દેશના લોકો નગ્નજ રહેતા. હમણાં મેન્ચેસ્ટરની દયાથી તેઓ વસ્ત્ર પહેરીને જીવે છે. એ લોકોએ કેવળ હમણાંજ વસ્ત્ર પહેરવાનો આરંભ કર્યો છે, એટલે કેવી જાતનાં વસ્ત્ર પહેરવાં જોઇએ, તે હજી સુધી બરાબર નક્કી કરી શકયા નથી. કોઇ કોઇ આપણાં જેવાં પાટલુન પહેરે છે, કેટલાક તુર્ક લોકોના જેવા પાયજામા પહેરે છે, અને કેટલાક તો કોનું અનુકરણ કરવું તે સંબંધે હજુ સુધી કંઈ પણ નક્કી નહિ કરી શક્યાથી કેવળ કમરેજ વસ્ત્ર લપેટી રાખે છે.

એટલે જુઓ કે, બ્રિટિશરાજ્ય બેંગોલમાં કેવળ સો વર્ષ થયાંજ સ્થાપન થયું છે; છતાં તેટલામાંજ અસભ્ય નગ્ન જાતિને વસ્ત્ર પહેરતાં શીખવી દેવાયું છે. ખરેખર ઇંગ્લાંડનો અસીમ મહિમા અને તેદ્વારા ભારતવર્ષમાં ધન અને ઐશ્વર્યની વૃદ્ધિ જે પ્રમાણમાં થતી રહે છે, તે

વર્ણવી જાય એમ નથી. એ વાત અંગ્રેજ જાણે છે; બંગાળીઓ સમજી શકે એટલી બુદ્ધિ તે લોકોમાં હોય એવો સંભવ નથી.

દુઃખની વાત એ છે કે, હું આટલા થોડા દિવસોમાં બંગાળી લોકોની ભાષામાંહેલું શાસ્ત્રીય જ્ઞાન અધિક પ્રાપ્ત કરી શક્યો નથી; તો પણ કંઇક કંઇક શીખ્યો છું; અને ગુલિસ્તાં અને બોસ્તાં નામના જે બે બંગાળી ગ્રંથો છે, તેનો અનુવાદ પણ વાંચી ગયો છું. એ બન્ને પુસ્તકોનો સ્થૂળ મર્મ એ છે કે, યુધિષ્ઠિર નામના એક રાજાએ રાવણ નામના એક બીજા રાજાનો વધ કરીને તેની પટરાણી મંદોદરીનું હરણ કર્યું હતું. મંદોદરીએ કેટલાક કાળ સુધી વૃંદાવનમાં વાસ કરીને કૃષ્ણની સાથે રાસલીલા કરી હતી. અંતે તેના પિતાએ કૃષ્ણને નિમંત્રણ નહિ કરવાથી તેણે દક્ષયજ્ઞમાં પ્રાણ ત્યાગ કર્યા હતા.

હું થોડું ઘણું બંગાળી શીખ્યો છું. બંગાળીઓ 'હાઇકોર્ટ' ને 'હાઇકોર્ટ' કહે છે; 'ગવર્નમેન્ટ' ને 'ગવર્નમેન્ટ' કહે છે; 'ડિક્રી' ને 'ડિક્રી' કહે છે; 'ડિસમિસ' ને 'ડિસમિસ;' 'બોલ' ને 'બોલ;' 'ડોર' ને 'દ્વાર' અને 'ડબલ' ને 'ડબલ' (ઇત્યાદિ ઇત્યાદિ) કહે છે. એ ઉપરથી સ્પષ્ટજ પ્રતીત થાય છે કે, બંગાળી ભાષા અંગ્રેજીની એક શાખા માત્ર છે.

પરન્તુ એમાં એક સંદેહ ઉત્પન્ન થાય છે કે, જો બંગાળી અંગ્રેજીની શાખા હોય તો, અંગ્રેજોના આ દેશમાં આવવા પહેલાં કોઇ ભાષા અહીં હતી કે નહિ? જુઓ, આપણા ક્રાઇસ્ટના નામ ઉપરથીજ એ લોકોના પ્રધાન દેવતા કૃષ્ણનું નામ પડાયું છે, અને અનેક યુરોપિઅન પંડિતોના +મત પ્રમાણે એ લોકોનો મુખ્ય ધર્મગ્રંથ કૃષ્ણપ્રણીત ભગવદ્ગીતા બાઇબલનોજ અનુવાદ છે! એટલે બાઇબલ રચાયું

+ Dr. Lorinzer.

તે પૂર્વે એ લોકોની કોઇ પણ ભાષા ન હતી; એ એક રીતે નક્કીજ છે. તે પછી એ લોકોની ભાષા ક્યારે ઘડાઇ તે કહી શકાય નહિ. મને લાગે છે કે, પંડિતવર મેક્સમૂલર ધારે તો એ વિષયનો નિર્ણય કરી શકે એમ છે. જે પંડિતોએ સાબીત કર્યું છે કે, અશોકના પહેલાં આર્ય લોકો લખી જાણતા ન હતાં; તેજ પંડિતો આ બાબતનો અંતિમ નિર્ણય કરવાને સમર્થ છે.

એક બીજી વાત પણ જાણવા જેવી છે. સર વિલિયમ જોન્સથી માંડીને મેક્સમૂલર સુધીના પ્રાચ્યતત્ત્વવિત્ પંડિતોએ જણાવ્યું છે કે, એ દેશમાં સંસ્કૃત નામની એક બીજી ભાષા છે; પરન્તુ આ દેશમાં આવીને મેં કોઇને પણ સંસ્કૃત બોલતાં કે લખતાં જોયો નથી. એટલા માટે આ દેશમાં સંસ્કૃત ભાષાના અસ્તિત્વ વિષે મને વિશ્વાસ નથી. માલૂમ પડે છે કે, એ ચાતુરી સર વિલિયમ જોન્સ વગેરેનીજ છે. તેમણે સ્વપ્રસિદ્ધિને માટેજ એ ભાષાની કલ્પનાસૃષ્ટિ ઉપજાવી કાઢી છે.*

ગમે તેમ હો, હવે એ લોકોની સામાજિક અવસ્થા સંબંધે કંઇક કહીશ. તમે સાંભળ્યું છે કે, હિંદુઓ ચાર જાતિમાં વહેંચાયલા છે; પરન્તુ તેમ નથી. એ લોકોમાં અનેક જાતિ છે; તેનાં નામ નીચે દર્શાવું છું.

૧. બ્રાહ્મણ, ૨. કાયસ્થ, ૩. શૂદ્ર, ૪. કુલીન, ૫. વંશજ, ૬. વૈષ્ણવ, ૭. શાક્ત, ૮. રાય, ૯. ઘોષાલ, ૧૦. ટાગોર, ૧૧. મુલ્લાં, ૧૨. ફરાજી, ૧૩. રામાયણ, ૧૪. મહાભારત, ૧૫. ગવલી મહોલ્લો, ૧૬. પેરિયા ડોગ્સ ( મેલું ખાનારા કુતરા ).

બંગાળી લોકોનું ચારિત્ર્ય ઘણા ઉતરતા પ્રકારનું છે. તેઓ હડહડતા જુઠ્ઠા છે; કારણ વિના પણ અસત્ય ભાષણ કરે છે. સાંભળ્યું છે કે બંગાળીઓમાં એક પંડિત બાબુ રાજેન્દ્રલાલ મિત્ર છે. મેં અનેક બંગાળી-

* સાવધાન. કોઈ હસશો નહિ. મહા મહોપાધ્યાય પંડિત ડોગલ્ડ સ્ટુઅર્ટ યથાર્થ આવાજ મતનો હતો.

ઓને પૂછ્યું હતું કે તેઓ કયી જાતિના છે? સઘળાઓએજ કહ્યું કે કાયસ્થ છે; પરન્તુ તેઓ મને ઠગી શકે એમ નથી. કારણ કે મેં તેજ પંડિતવર મેક્સ મૂલરના ગ્રંથમાં+ વાંચ્યું છે કે, બાબુ રાજેન્દ્રલાલ મિત્ર, બ્રાહ્મણ છે. વળી માલમ પડે છે કે, " Mitra " ( મિત્ર ) શબ્દ " Metre " ( મિટર )નો અપભ્રંશ છે; એટલા માટે પણ મિત્ર મહાશયને પુરોહિત જાતિનાજ માનવા જોઇએ.

બંગાળીઓનો એક ખાસ ગુણ એ છે કે, તેઓ ઘણાજ રાજભક્ત છે. યુવરાજને જોવાને તે લોકોનાં જે ટોળે ટોળાં આવ્યાં હતાં તે ઉપરથી માલૂમ પડે છે કે, પૃથ્વીપર આવી રાજભક્ત જાતિ બીજે કોઇ પણ સ્થળે જન્મીજ નથી. ઈશ્વર આપણી ચઢતી કરો; કારણ કે તેમ થવાથી બંગાળીઓનું પણ કંઇક કલ્યાણ થઇ શકે!

બંગાળી લોકો સ્ત્રીને પરદેનશીન રાખે છે એમ સાંભળ્યું છે, તે સત્ય છે; પરન્તુ સર્વત્ર નહિ.* જ્યારે કંઇ પણ લાભની વાત ન હોય ત્યારે તેઓ સ્ત્રી જાતિને અંતઃપુરમાં રાખે છે, અને લાભની સંધિ જોતાંજ બહાર લાવે છે. આપણે જેપ્રમાણે "ફાઉલિંગ પીસ" (બંદુક)નો ઉપયોગ કરીએ છીએ તેવીજ રીતે બંગાળીઓ સ્ત્રીઓનો ઉપયોગ કરે છે. જ્યારે પ્રયોજન નહિ હોય ત્યારે પેટીમાં પૂરી રાખે છે, શિકાર જોતાંજ બહાર કાઢીને તેમાં દારૂ ભરે છે. બંદૂકની સીસાની ગોળીથી હલકી જાતનાં પક્ષીનો પક્ષચ્છેદ થાય છે; બંગાળી સ્ત્રીનાં નયન-બાણો કોના પક્ષચ્છેદની આશા રાખે છે તે કહી શકતો નથી. મેં બંગાળી લલનાઓનાં ઘરેણાંમાં રહેલી જે પ્રકારની મોહકતા જોઇ છે તે પરથી મને ઇચ્છા થાય છે કે, હું પણ " ફાઉલિંગ પીસ " ને એકાદ બે

+ Chips from a German Workshop.

*બંગાળી સ્ત્રીઓમાંની કોઇ કોઇએ અંતઃપુરનો પરિત્યાગ કરીને રાજપુત્રનું સ્વાગત કર્યું હતું.

સોનાનાં ઘરેણાં પહેરાવી દઉં,—જોઉં, તેમ કરવાથી કોઇ પક્ષી ખેંચાઇને બંદૂક ઉપર આવીને બેસે છે કે નહિ ?

કેવળ નયનબાણ તો શું પણ સાંભળ્યું છે કે, બંગાળી સ્ત્રીઓ તો પુષ્પબાણ છોડવામાં—મદન ઉશ્કેરવામાં—પણ ઘણી સુપટુ છે. હિન્દુ સાહિત્યમાં વપરાયલા પુષ્પશરમાં અને આ બંગકામિનીઓ તરફથી ફેંકાયલા પુષ્પશરમાં કંઇ સંબંધ છે કે નહિ તે હું જાણતો નથી; જો તેમ હોય તો બંગાળી સ્ત્રીઓને દુર્વાસનાવાળી કહેવી જોઇએ. સાંભળવા પ્રમાણે કોઇ બંગાળી કવિએ લખ્યું છે કેઃ—

" આ તે પુષ્પધનુ ( કામદેવ ) શું પોતાનું વિવિધ રંગ ધનુષ્ય ધારણ કરે છે ?" હમણાં એમાં જરા ફેરફાર કરીને કહેવું જોઇએ કેઃ-

" આ તે પુષ્પધનુ—કામદેવ ( તે ઉશ્કેરનારી સ્ત્રીઓ )—પોતાનાં વિવિધરંગી પુષ્પો—કટાક્ષો—મારે છે શું ? " ગમે તેમ હો. પુષ્પબાણ (કામદેવ) સચરાચર પ્રચલિત ન થઇ બેસે ! નહિ તો બંગાળામાં અંગ્રેજોને રહેવું ભારે થઇ પડશે. મને સર્વદા ભય રહે છે, કે હું એક ગરીબ દુકાનદારનો છોકરો, એ પૈસાના લોભથી સમુદ્ર ઓળંગીને અહીં આવ્યો છું—કોણ જાણે ક્યારે બંગકુલકામિની—પ્રેરિત કુસુમશર આવીને, આ ફાટેલા તંબુને છેદીને મારા હૃદયમાં આઘાત કરે, અને હું તત્ક્ષણ ધમ્મ દઇને ચત્તાપાટ પડી જાઉં ! હાય ! ત્યારે મારૂં શું થશે ! મને મરતાં પાણી પણ કોણ પાશે ?

હું એમ કહેતો નથી કે, સઘળા બંગાળીઓની સ્ત્રીઓ આ પ્રકારની ફાઉલિંગ પીસ ( Fowling piece ) છે, અથવા તો સઘળીજ આ પ્રમાણે કુસુમશર ચલાવવામાં સુચતુર છે; તો પણ કોઇ કોઇ એવી છે ખરી; એ મેં લોકોક્તિપરથી જાણ્યું છે. સાંભળ્યું છે કે, તેઓ પોતાના પતિની આજ્ઞાનુસારજ આ પ્રકારના કાર્યમાં પ્રવૃત્ત થાય છે અને તે પતિઓએ દેશી શાસ્ત્રાનુસારજ એ પદ્ધતિનું અવલંબન કરેલું હોય

છે. હિન્દુઓના જે ચાર વેદ છે તે માંહેલા ચાણક્ય શ્લોક નામક વેદમાં ( મેં એ સકળ શાસ્ત્રોનો ખાસ અભ્યાસ કર્યો છે. ) લખ્યું છે કે:—

**आत्मानं सततं रक्षेत दारैरपि धनैरपि ।**

એનો અર્થ એવો છે કે, હે પદ્મપલાશલોચન શ્રીકૃષ્ણ! હું પોતાની ઉન્નતિ માટે તમને આ વનફૂલની માળા અર્પણ કરૂં છું, તમે તે કંઠે ધારણ કરો.



# ૯—વર્ષ સમાલોચના.

વર્તમાનપત્રોનો રિવાજ છે કે, નવા વર્ષમાં પ્રવેશ કરતાં ગત વર્ષની સઘળી ઘટનાઓની સમાલોચના કરવી. "બંગદર્શન" વર્તમાનપત્ર નથી; પરન્તુ તેટલા માટે શું અમને તે કરવાની ઇચ્છા નહિ થાય ? જેમ અનેક માણસો રાજા નહિ હોવા છતાં રાજા જેવા થઇને ફરે છે, જે પ્રમાણે અનેક લોકો કાળા ભારતવાસી હોવા છતાં સાહેબ બનવાની ઇચ્છાથી કોટ પાટલુન ચઢાવે છે, તેજ પ્રમાણે અમે પણ અમારૂં પત્ર એક સામાન્ય માસિક હોવા છતાં પ્રખર પ્રતાપશાળી સમાચારપત્રનો અધિકાર ગ્રહણ કરવાની અભિલાષા રાખીએ છીએ.

પરન્તુ મનુષ્યજાતિ એવી દુર્ભાગી છે, કે જ્યારે તે અમુક ઇચ્છા રાખે છે ત્યારે તેની તે ઇચ્છા પાર પાડવામાં વિઘ્ન આવી નડે છે. નવું વર્ષ બેસી ચૂકયું પૌષ માસથી, અને અમે લખીએ છીએ માર્ગશીર્ષ માસનું "બંગદર્શન". સત્યાનાશની પાટી એ છે કે, "બંગ દર્શન" ચર્ચાના વિષયો સંબંધે કોઇ પણ નિયમ સ્વીકારતુંજ નથી—અત્યંત સ્વેચ્છાચારી છે; એટલા માટે અમે મનની ઇચ્છા મનમાંજ નહિ સમાવી દેતાં, તેમાં વિષાદ ઇત્યાદિ અનુપ્રસાદના લોભનું સંવરણ કરી માર્ગશીર્ષ માસમાં પણ સને ૧૮૭૫ની સાલની સમાલોચના કરીશું; તેથી હે ગતવર્ષ ! સાવધાન થા અમે તારી સમાલોચના કરીશું.

ગત વર્ષમાં રાજકારભાર કેવી રીતે ચાલ્યો હતો, તે સંબંધે અનેક તપાસને અંતે જાણવામાં આવ્યું છે, કે એ વર્ષમાં ૩૬૫ દિવસ હતા; એક પણ ઓછો ન હતો. દરેક દિવસમાં ૨૪ કલાક અને દરેક કલાકમાં ૬૦ મિનિટ હતી. કોઇમાં એક પણ ઓછી જોવામાં આવી ન હતી; એ ઉપરથી જણાય છે, કે અધિકારીઓએ એમાં કોઇ પણ પ્રકારનો

હસ્તક્ષેપ કર્યો ન હતો. આ ઉપરથી તેમની વિજ્ઞતાનો પરિચય મળી શકે છે. અનેક માણુસોનું એમ કહેવું છે કે, એ વર્ષમાંથી કેટલાક દિવસ ઘટાડી નાખ્યા હોત તો ઠીક થાત; પરન્તુ અમે એ વાતને અનુમોદન આપી શકતા નથી. દિવસ ઘટાડવાથી કેવળ નોકરીઆત વર્ગને પગારનો અને વર્તમાનપત્રોના લેખકોને મહેનતના બચાવનો લાભ મળે. સામાન્ય જનસમાજને કંઇ પણ લાભ થાય નહિ; ( અમારૂં તો માસિક છે, એટલે ૧૨ માસના ૧૨ અંક લીધા વિના કોઇ છોડવાનું નથી. ) તોપણ ગ્રીષ્મકાલ તદન ઉડાવી લેવામાં આવે તો ઠીક થાય ખરૂં. આપણા અધિકારીઓને ભલામણ કરીએ છીએ કે, બારે માસ શીત કાળજ રહે, એવો કોઇ કાયદો પસાર કરાવવાનો તેઓ પ્રયત્ન કરે.

અમે સાંભળીને ખેદ પામ્યા છીએ કે, આ વર્ષ સઘળાનાજ આયુષ્યમાંથી એક એક વર્ષ ચોરી ગયું છે; પરન્તુ અમે એ વાતપર સંપૂર્ણ વિશ્વાસ મૂકી શકતા નથી. અમે પ્રત્યક્ષ જોઇએ છીએ કે, અમારી ૭૧ વર્ષની ઉમ્મર હતી તે આ વર્ષે વધીને ૭૨ ની થઇ છે. જો આયુષ્યમાંથી ચોરી થઇ ગઇ હોત તો એક વર્ષ વધે કેવી રીતે ? માટે દોષદષ્ટિવાળાઓએજ આવી અફવા ફેલાવી લાગે છે.

આ વર્ષ સુવર્ષ હતું, તેની વિશેષ સાબીતી એ છે કે એ વર્ષમાં અનેક માણસને ત્યાં સંતાનપ્રાપ્તિ થઇ છે. મ્યુનીસીપાલ ડિપાર્ટમેન્ટના સુદક્ષ અમલદારોએ ખાસ પ્રયત્ન કરીને કોને કોને પુત્ર થયા, કોને કોને કન્યા અવતરી અને કોના કોના ગર્ભસ્રાવ થઈ ગયા, તેની ખબર મેળવી છે. દુઃખની વાત એ છે કે, એ વર્ષમાં કેટલાંક મનુષ્યો—અધિક નહિ—રોગ વગેરેથી મુઆં છે. સાંભળવામાં આવ્યું છે કે, આ દેશની કોઇ એક મહાસભા પાર્લામેન્ટને સવિનય પ્રાર્થના કરનાર છે કે, આ ભારતરાજ્યની પુણ્ય ભૂમિમાં કોઇ પણ મનુષ્ય મરવા પામે નહિ. વળી તેણે એક એવો પણ ઠરાવ પસાર કર્યો છે કે, જો કોઇને

ખાસ મરવાની જરૂર હોય તો તેણે પોલિસને ખબર આપીને તેની અનુમતિ લીધા પછી મરવું.

આ વર્ષનું ફિનેન્સિઅલ ડિપાર્ટમેન્ટનું પ્રકરણ (નાણાં પ્રકરણ) ઘણું વિચિત્ર છે–અમને ભરોસાદાર સ્થળેથી ખબર મળી છે કે, ગવર્મેન્ટને આવક પણ થઇ છે અને વ્યય પણ થયો છે. આ હકી-કત આશ્ચર્યકારક હો કે ન હો, પરન્તુ વધારે આશ્ચર્યની વાત તો એ છે કે, આથી સરકારી ખજાનામાં કંઇક વધારો—નહિ તો ઘટાડો તો થયોજ હશે; અને તેમ નહિતો જમા ઉધારનાં પાસાં સરખાં તો થઇ રહ્યાં હશેજ. આગામી વર્ષમાં ( સને ૧૮૭૬ ) કોઈ નવો કર પડશે કે નહિ તે વિષે આજે કંઇ પણ કહી શકાય નહિ; પરન્તુ આશા રાખીએ છીએ કે, ૭૭ ની સાલના એપ્રિલ માસમાં એ વાત નક્કી-પણે કહી શકીશું.

આ વખતે ન્યાય ખાતાના કામની પ્રશંસા કરવાને અમે અસ-મર્થ છીએ. ખરૂં છે કે, જેમણે ફરિઆદ કરી છે, તેમનો ન્યાય અપાયો છે, અથવા આપવાના પ્રયત્ન ચાલી રહ્યા છે; પરન્તુ જેમણે ફરિ-આદ નથી કરી તેમનો કંઇ પણ ઇન્સાફ થયો નથી. અમે સમજી શકતા નથી કે જ્યાં ન્યાય સાર્વજનિક હોય ત્યાં ફરિઆદ કરવામાં આવે કે ન આવે તોપણ સર્વનો ન્યાય શા માટે ન તોળાવો જોઇએ ? કોઈ તડકાને ચાહતું હોય કે ન હોય તોપણ સૂર્ય ભગવાન સર્વત્ર તાપ ફેલાવે છે, કોઇ વૃષ્ટિ ચાહે કે ન ચાહે તોપણ મેઘ ખેતરે ખેતર વૃષ્ટિ કરે છે; એજ પ્રમાણે કોઈ ન્યાય માગે કે ન માગે તોપણ ન્યાયાધીશોએ ઘેરે ઘેર જઇને ન્યાય આપી આવવો જોઇએ. જો કોઇ એવો પ્રશ્ન ઉઠાવશે કે, ન્યાયાધીશો આ પ્રમાણે વગર તેડયા ઘેરેઘર ઘુસવા લાગે તો ગૃહસ્થોની સંમાર્જની[1] અકસ્માત

૧. સાવરણી, ઝાડુ.

વિઘ્ન ખડાં કરી દેવાનો સંભવ રહે છે; તો તેને માટે અમારો જવાબ એ છે કે, ગવર્મેન્ટના અધિકારીઓ કાંઇ સંમાર્જનીથી એટલા બધા ડરતા નથી. નિમ્ન શ્રેણીના ન્યાયાધીશોને સંમાર્જની સાથે વિલક્ષણ પરિચય છે, અને તેઓ બહુધા તેની સાથે પ્રતિદિન સંભાષણ કરતા જ ફરે છે. જે પ્રમાણે મયુર સર્પપ્રિય હોય છે તેજ પ્રમાણે તેઓ પણ સંમાર્જનીપ્રિય છે. નજરે પડતાંજ બહુધા ભક્ષણ કરી જાય છે. અમે એવું પણ સાંભળ્યું છે કે, કેટલાક કનિષ્ઠ પંક્તિના અધિકારીઓએ સરકારને એવી વિનંતિ કરી છે કે, જે પ્રમાણે ઉચ્ચ પંક્તિના અધિકારીઓના પુરસ્કાર માટે "ઑર્ડર ઑફ ધિ સ્ટાર ઑફ ઇન્ડિઆ" નો ઇલકાબ કાઢવામાં આવ્યો છે, તેજ પ્રમાણે ઉતરતી પંક્તિના અધિકારીઓ માટે "ઑર્ડર ઑફ ધિ બ્રૂમસ્ટિક"નો ખિતાબ કાઢવો જોઇએ; અને ખાસ લાયકાત ધરાવનારા ડેપ્યુટી કલેક્ટરો અને સબજડ્જો ઇત્યાદિને ચૂંટી ચૂંટીને આ મહારત્ન તેમની કોટેજ પંચાશાની ( ખજુરીનાં છટીઆંની ) દોરીથી બાંધીને લટકાવાવું જોઇએ. તે તેમના ચેઇનથી વિભૂષિત થયેલા અને સદાય ઝુજતા વક્ષઃસ્થલ ઉપર અપૂર્વ શોભા ધારણ કરશે. રાજપ્રસાદરૂપે જો આ ટાઇટલ અર્પણ કરવામાં આવશે તો તેનો આદર સાથે સ્વીકાર થશે એ અમે સોગનપૂર્વક કહી શકીએ છીએ. અમને ભય કેવળ એટલોજ રહે છે કે, ઉમેદવાર એટલા બધા નીકળશે કે, એટલી સાવરણી એકઠી કરવી ભારે થઇ પડશે.

ગત વર્ષમાં વૃષ્ટિ થઇ હતી; પરંતુ સર્વત્ર સમાન નહિ. ખચિત મેઘોનો એ પક્ષપાતજ હતો. જે જે પ્રદેશોમાં વૃષ્ટિ થઇ નથી તે તે પ્રદેશના લોકોએ એવી મતલબની માગણી કરી છે કે, જેથી ભવિષ્યમાં સર્વત્ર સમાન વૃષ્ટિ થાય એવો કોઇ ઉપાય શોધી કઢાવો જોઇએ. અમારા અભિપ્રાય પ્રમાણે એ સદુપાયના સંશોધન માટે એક કમિટિ

નિભાવી જોઇએ. એક મોબ્બાદાર પત્ર મિત્ર જણાવે છે કે, જો સરકાર તરફથી મેઘોની બરદાસ્ત બરાબર થઇ શકે, તો તેઓ બીજા કોઇ પણ દેશમાં ચાલ્યા જવાની બીક રહેશે નહિ; પરન્તુ અમારા અભિપ્રાય પ્રમાણે એમ કરવાથી પણ જોઇએ તેવો સુધારો થઇ શકશે નહિ—કારણ કે બંગ દેશના સર્વ મેઘ અત્યંત સૌદામિનીપ્રિય છે; એટલે સૌદામિનીને છોડીને પૈસાના લોભથી પણ તેઓ દેશાન્તરમાં જવાનું સ્વીકારશે નહિ. એટલા માટે અમે સૂચના કરીએ છીએ કે, સઘળા મેઘોને બરતરફ કરવા અને તેને ઠેકાણે ભિસ્તીઓનો બંદોબસ્ત કરી દેવો. દરેક ખેતરમાં એક એક ચપરાસી અથવા સુયોગ્ય ડેપ્યુટી કલેકટર લાંબા વાંસ ઉપર ભિસ્તીને બાંધીને વાંસ ઉભો કરીને પકડી રહે, અને ભિસ્તી ત્યાંથી ખેતરમાં પાણી છાંટીને પછી નીચે ઉતરી આવે! બરાબર છે ને?

આપણા દેશની રમણીઓ દેશહિતચિંતક નથી; નહિતો ભિસ્તીઓની પણ જરૂર પડત નહિ. તેઓ જો દરરોજનું રડવાનું નિત્યકર્મ ખેતરમાં જઇને કરી આવે તો અનાયાસેજ ખેતીના કામમાં અનુકૂળતા થઇ જાય, અને મેઘ ડિપાર્ટમેન્ટનો બહિષ્કાર ( એબૉલિશ ) કરી શકાય; પરન્તુ લોકોના શારીરિક અને માનસિક કલ્યાણને માટે કહીએ છીએ કે, આકાશવૃષ્ટિને બદલે જો નારીનયનાશ્રુનો હુકમ ફરમાવવામાં આવે તો પ્રથમ પોલિસનો પક્કો બંદોબસ્ત કરવો જોઇએ નહિતો આ ( નારીરૂપી ) નવીન મેઘની કટાક્ષવિદ્યુતથી ખેતરમાં ખેડુતોના છોકરાનું શું થશે તે કહી શકાય નહિ—પોલિસે હાજર રહેવું સારૂં.

સાંભળ્યું છે કે, કેળવણી ખાતામાં મોટો ઘોંટાળો ઉભો થયો છે. ખબર પ્રમાણે અનેક વિદ્યાલયના વિદ્યાર્થીઓએ કાન કાપવાને-માટે એક એક ગજ છરા તૈયાર કરાવ્યા છે. તેમના મનમાં ઘોર સંદેહ ઉત્પન્ન થવાથી તેઓ કહે છે કે, અધ્યાપકોની શ્રવણેંદ્રિય કાપી

લઇશું, નહિતો તેમની પાસે ભણીશું નાહ. વિદ્યાર્થીઓના ઘોંઘાટથી અધ્યાપકોના કાન પાકી ઉઠે નહિ, તેટલા માટે આ કાર્ય તેમને કદાચ જરૂરી લાગ્યું હશે. અમારી ખાત્રી છે કે, કાન કાપવાની છરી નાની પડે એવો જરા પણ સંભવ નથી.

ગમે તેમ હો. વર્ષ નઠારૂં હો કે સારૂં હો; પણ ત્રણ નિગૂઢ તત્વ અમે નિશ્ચયપૂર્વક જાણી શકયા છીએ.

૧ વર્ષ ચાલ્યું ગયું છે, એ સબંધમાં મતભેદ નથી.

૨ વર્ષ ગયું છે તે પાછું આવશે નહિ. પાછું લાવવાને કોઇએ પ્રયત્ન કરવો નહિ; કારણ કે નિષ્ફળ થવાશે.

૩ વર્ષ પાછું આવે કે ન આવે, પણ વાંચનાર ! તારે અને મારે માટે તો એ બન્ને સમાનજ છે; કારણકે આપને માટે અને મારે માટે ૭૫ માં પણ ઘાસ પાણી હતાં અને ૭૬ માં પણ તે હશે. આપનું કલ્યાણ થાઓ. આપ ઘાસ પાણી તરફ નજર રાખતા રહેશો.



# ૧૦—હનુમદ્બાબુ—સંવાદ.

એક દિવસ બાલસૂર્યનાં કિરણોથી સુશોભિત કદલીકુંજમાં[1] શ્રીયુત્ હનુમાનજી વાયુસેવનાર્થે પરિભ્રમણ કરતા હતા. તેમની પરમ રમણીય લાંગૂલલતા[2] કેટલોક ચક્રમાં કુંડલીનું રૂપ ધારણ કરી કદી પીઠ પર, કદી સ્કંધ ઉપર, અને કદી વૃક્ષની શાખા ઉપર સુશોભિત થઇ રહેતી હતી. ચોપાસે સોનેરી, ખાસડીઆં, કોકણી ઇત્યાદિ જાતજાતનાં પરિપક્વ અને અપક્વ રંભાફળોની લૂમની લૂમ શાખાઓને સુશોભિત કરીને દશે દિશાઓને સુગંધિત કરી રહી હતી. વીરવર કદી કદી કોઇક વૃક્ષપરથી એકાદ ફળ તોડી પાડી ઘડિકમાં આ ઘ્રાણ (સુંઘવું તે), ઘડીકમાં ચુંબન, ઘડીકમાં લેહન (ચાટવું) અને ઘડીકમાં ચર્વણ કરીને કદલીફળોના અનંત માધુર્યની મનમાં ને મનમાં અત્યંત પ્રશંસા કરતા હતા. એવે સમયે દૈવયોગથી બૂટ, કોટ, પાટલૂન, ચેઇન, ચસ્મા, ચિરૂટ અને ચાબુકધારી, હૅટ સુશોભિત મસ્તકવાળા એક યુવાન બાબુ ત્યાં ઉપસ્થિત થયા. હનુમાનચંદ્ર દૂરથીજ આ અપૂર્વ મૂર્તિને જોઇને મનમાં ને મનમાં વિચારવા લાગ્યા; “ આ કોણ ? આકાર ઇંગિતથી માલૂમ પડે છે કે, અવશ્ય એ કિષ્કિંધાથી આવે છે. આવો નકલી વેશ, ગમન અને ઢબછબ અન્ય કોઇ પણ દેશમાં હોવાં અસંભવિત છે. એ મારો સ્વદેશી અને જાતિબંધુ છે, માટે હું એનો આદરસત્કાર અવશ્ય કરીશ. ”

એમ વિચારીને મહાત્મા પવનાત્મજે એક સુંદર કદલીવૃક્ષપરથી પરિપક્વ સોનેરી કેળાંની એક લૂમ તોડીને સુંઘી જોઇ; અને તેની સુગંધથી તૃપ્તિ પામીને તેનો અતિથિસત્કારમાટે ઉપયોગ કરવાનો

---

૧ કેળની ઘટામાં. ૨ પૂછડારૂપી લતા.

મનમાં નિશ્ચય કર્યો. એ દરમિયાન તે હૅટ કોટથી શણગારાયલી મોહનમૂર્તિ, વીરવરની સંમુખ આવી અને તેને સંબોધીને કહેવા લાગી;–

"Good morning Mr. Hanuman! how do you do? So glad to see you! Ah! I see you are at breakfast already." (સલામ સાહેબજી, મી. હનુમાન! આપની તબીયત કેમ છે? આપને જોઇ હું ઘણો ખુશી થાઉં છું! અરે મને લાગે છે આપે તો કયારનો નાસ્તો પણ લેવો શરૂ કર્યો છે.)

હનુમાન બોલ્યા—**किमिदं? किं वदासि?** (શું આ? શું કહે છે?)

બાબુ—What's that! I suppose this is the Kishkinda patois? It is a glorious country–is it not? There is a land of every land, the pride and so on, as you know. (આ તે શું! હું ધારૂં છું કે આ કિષ્કિન્ધાની પ્રાંતિક ભાષા છે, તે એક પ્રતાપી દેશ છે–ખરૂં કે નહિ? તે સર્વસુંદર ભૂમિ છે, ગૌરવ અને એવું બીજું આપ જાણો છો તેમ તે છે.)

હનુ૦—**कस्त्वं? कस्माज्जनपदात् आगतोसि?** (તું કોણ? કયા દેશમાંથી આવે છે?)

બાબુ—(સ્વગત) It seems most barbarous gibberist that precious lingo of his but I suppose I must put up with it. (પ્રગટપણે) "My dear Mr. Monkey, I am ashamed to confess that I am not quite familiar with your beautiful vernacular. I dare say it is a very polished language. I presume you

can talk a little English." ( સ્વગત ) તેની કિમતી ભાષા તદ્દન અસંસ્કારી પટપટારો જણાય છે; પણ હું ધારૂં છું કે મારે તે નિભાવી લેવો જોઇએ. (પ્રગટપણે) મારા વ્હાલા મી. હનુમાન, શરમ સાથે મારે કબુલ કરવું જોઇએ કે, આપની સુંદર માતૃભાષાથી હું બીલકુલ પરિચિત નથી. હું છાતી ઠોકીને કહું છું કે, તે એક ઘણી સંસ્કારી ભાષા છે. આપ થોડું અંગ્રેજી બોલી શકો છો એમ હું અનુમાન કરૂં છું.

એટલે તે મહાવીર પવનનંદને એકાએક બન્ને આંખો ફેરવીને પોતાનો બૃહલ્ લાંગુલપાશ[1] વિસ્તારીને બાબુજીના ગળામાં નાખ્યો અને ગાળો કરીને કસકસાવવા લાગ્યા; એટલે તો બાબુ મહાશય હં કહેતા ધમ્મ દઇને ગબડ્યા, મોમાંની ચિરૂટ પણ ઉડી પડી. પછી બોલ્યા—

" I say, this seems some what—( અલ્યો, આ તો જણાય છે કંઇક—)

( પુચ્છનો એક વધુ પેચ. )

" Somewhat unmannerly-to say the least— ( કશુંયે નહિ તો-કંઇક અસભ્યતા જેવું.)

( એક વધુ પેચ. )

" Dear Mr. Hanuman, you will hurt me. " (વહાલા મી. હનુમાન, તમે મને ઇજા કરશો.)

( એક બીજો આંટો. )

" Kind good Mr. Hanuman. " ( દયાળુ ભલા મી. હનુમાન. )

એટલે હનુમાને બાબુ મહાશયને પુચ્છ વડે ઉંચે ઉઠાવીને અદ્ધર તોળ્યા.

---

૧. પૂછડાનો મોટો ફાંસો.

બાબુની ટોપી, ચસ્મા, અને ચાબુક પડી ગયાં. જાકીટના ગજવામાંથી ઘડીઆળ નીકળી પડી ને ચેઈન ( અછોડા ) સાથે ઝુલવા લાગી. હવે બાબુનું મોં સુકાવા લાગ્યું. તેઓ બોલી ઉઠયાઃ-" ઓ હનુમાનજી ! ભૂલ થઇ ગઇ, છોડો, છોડો. બચાવો ગરીબના પ્રાણ જાય છે ! "

હનુમાને બાબુ તરફ સદય થઈ તેમને ભુતલ પર સ્થાપન કરીને લાંગૂલપાશથી મુક્ત કર્યા. અવસર મળતાં બાબુએ ટોપી, ચસ્મા અને ચાબુક ઉઠાવી લીધાં. હનુમાન બોલ્યાઃ-" મહાશય ! દુઃખ ધરશો નહિ. આપની બોલી અંગ્રેજી, વેશ કિષ્કિન્ધાનો અને મૂર્ખતા પહાડના જેવી જોઇને આપની જાતિ ઓળખવાને માટે મારે આપને આટલું કષ્ટ આપવું પડયું છે. હવે—

બાબુ—હવે શું ?

હનુમાન—હવે હું સમજી ગયો કે, આપનો જન્મ કોઇક હિંદી સ્ત્રીના ગર્ભથી થયો છે. હમણાં આપ શ્રમિત થયા છો, એકાદ કેળું ખાશો?

બાબુજીની જીભ એવી તો સુકાઇ ગઇ હતી કે, તેમને પણ એકાદ સરસ કેળાંનું ભક્ષણ કરી લેવું ઘણું જરૂરનું જણાયું; એટલે તેમણે પ્રસન્નતાપૂર્વક ઉત્તર આપ્યોઃ—" With the greatest pleasure. " ( ઘણીજ ખુશીની સાથે. )

હનુમાન—આપનો જે દેશમાં જન્મ છે; ત્યાં હું કેળાં અને વંતાકના સંશોધનાર્થે વારંવાર ગમન કરૂં છું અને તે દેશની સુંદરીઓ ' વડી ' નામની જે સુસ્વાદિષ્ટ વાની બનાવે છે તેને કદી કદી વિના અનુમતિએ રામાનુચરની સેવા માટે પસંદ કરી લઉં છું. આથી હું દેશીભાષા સારી પેઠે સમજી શકું છું; એટલે મારી સાથે માતૃભાષામાંજ વાતચીત કરશો.

બાબુ—તેમાં શી નવાઇ ? આપ કેળાં આપવા ચાહો છો ? હું

અત્યંત આનંદપૂર્વક આપનાં કેળાં આરોગીશ.

હનુમાનજીએ બાબુ મહાશય તરફ કેળાંની એક લૂમ ફેંકી–તે દેવને પણ દુર્લભ એવાં કેળાં ખાઇને બાબુ અતિશય પ્રસન્ન થયા. હનુમાને પ્રશ્ન કર્યો:–"કેળાં કેવાં છે ?

બાબુ—delicious—( ઘણાંજ સ્વાદિષ્ટ )

હનુમાન—હે ટોપ્યાવૃત[1] મહાપુરુષ ! માતૃભાષામાં વાત કરો.

બાબુ—એ તો મારી ભૂલ થઇ ગઇ. આટલી વખત મને Excuse ( માફ ) કરીએ.

હનુમાન—એ વળી શું ?

બાબુ—મને માફ કરજો. હું ઘણો–શું કહું ? અંગ્રેજી શબ્દ તો forgetfull છે–એનું ગુજરાતી શું ?

હનુમાન—વત્સ ! તારાં કથોપકથનથી હું પ્રસન્ન થયો છું. હવે તું બીજાં કેળાં પણ ખાઇ શકીશ–જેટલી ઇચ્છા હોય તેટલાં ખાવાની છુટ છે. કેળ ઉપર લાગેલાં છે, તોડી આપું છું. વળી મારાથી તારૂં બીજું પણ કોઇ કાર્ય સધાતું હોય તો તે પણ જણાવ. હું તેની સાધનામાં તત્પર થઇશ.

બાબુ—થેન્કસ ! હે મારા પ્રિય વાનર મહાશય ! આ વખતે જો આપ મને એક વાત સમજાવશો તો હું આપનો ઘણો ઉપકૃત થઇશ.

હનુમાન—કયી વાત, હે વિદ્વન્ ?

બાબુ—તેજ વાત, હનુમાન ! કે જે જાણવાને હું આપને ત્યાં આવ્યો છું.

આપે રામરાજ્ય જોયું છે. રામરાજ્યના જેવું કોઇ પણ રાજ્ય કદી પણ થયું નથી; પણ કેટલાક કહે છે કે, એ સઘળી ગપ Fable માત્ર છે.

હનુમાન—(આંખો લાલચોળ કરી, દાંત કચકચાવી) રામરાજ્ય

---

૧ ટોપીથી શણગારાયલા.

ગપ ! બેટા, ત્યારે તો હું પણ ગપ ? અને મારૂં આ પુચ્છડું પણ એક ગપજ ? જો ત્યારે એ કેવી ગપ છે તે !

એમ કહીને મહાક્રોધથી હનુમાને પેલું અનેક ગુંછળાવાળું મહાપૂચ્છ ફરીથી બિચારા બાબુના સ્કંધ ઉપર સ્થાપ્યું એટલે બાબુ લેવાઇ ગયલા વદને બોલી ઉઠયા; “ થોભો, થોભો, હે મહાલાંગૂલ ! તમે કંઇ ગપ નથી, અને તમારૂં પૂછડું તો કદી પણ નહિજ; એ બાબત હું સોગનપૂર્વક કહી શકું છું, એટલે તમારૂં રામરાજ્ય પણ ગપ નથી–The proof of the pudding is in the eating thereof ( પાકનો પુરાવો તેનો પ્રસાદ લેવામાં છે. )

વાત એ છે કે, તમે રામના દાસ છો–હું અંગ્રેજનો દાસ છું. તમારો રામ મોટો કે મારા અંગ્રેજ ? અમાગ અંગ્રેજી રાજ્યમાં એક નવી વાત બને છે–તમારા રામરાજ્યમાં તે હતી કે ?

હનુમાન—તે કયી ? પાકાં કેળાં ?

બાબુ—તે નહિ. Local self Government. ( લોકલ સેલ્ફ ગવર્ન્મેન્ટ )

હનુમાન—તે વળી શું ?

બાબુ—સ્થાનિક આત્મશાસન. હતું તમારે ?

હનુમાન—હતું નહિ તો શું ? સ્થાનિક આત્મશાસન એટલે કોઇ ખાસ સ્થાન ઉપરનું આત્મશાસનને ? એ તો અમે હંમેશાંજ કરતા. અમારૂં આત્મશાસન હતું પૂછડાંપર. જો પૂછડાંપર–અમે આત્મશાસન નહિ રાખત તો ત્રેતાયુગનાં અડધો અડધ મનુષ્ય સમુદ્રમાં ડૂબીને મરી જાત. જ્યારે પણ મારૂં પુછડું પટ પટ કરે છે, અને અમુકના ગળામાં વીંટાવાની ઇચ્છા રાખે છે ત્યારે હું પુચ્છ સ્થાનપર આત્મશાસન કરૂં છું–પુછડાને બે પગ વચ્ચે સંતાડી દઉં છું. બીજાું તો શું પણ જે દિવસે શ્રીરામચંદ્રે પોતે સીતાદેવીને અગ્નિમાં પ્રવેશ કરવાને કહ્યું હતું,

તે દિવસે મારામાં જો એ સ્થાનિક આત્મશાસન ન હોત તો આ લાંગૂલ રામચંદ્રના ગળામાં પણ પહોંચી જાત; પરન્તુ સ્થાનિક આત્મશાસનના બળથી તે બે પગ વચ્ચે દબાઈ રહ્યું. બીજી એક વાત એ કે જ્યારે અમે લોકો લંકાને ઘેરીને બેઠા હતા તે દિવસોમાં આહારાભાવથી અમારા સઘળાનું આત્મશાસન ઉદરમાં સ્થાપિત થઇને તે પ્રદેશમાં સ્થાનિક થઇ પડયું હતું.

બાબુ—મહાશયના સમજવામાં ભૂલ થઇ છે—એ પ્રકારના આત્મશાસનની વાત હું નથી કહેતો.

હનુમાન—સાંભળો તો ખરા, સ્થાનિક આત્મશાસન ઘણું ઉત્તમ હોય છે; જેમકે સ્ત્રીઓનું આત્મશાસન રસનામાં હોય તે ઉત્તમ આત્મશાસન કહેવાય. બ્રાહ્મણ પંડિતોનું આત્મશાસન સાંભળવા પ્રમાણે લાડુની ટોપલીમાં હોય તો બહુ ઉત્તમ ગણાય. તમારા લોકોનું આત્મશાસન—

બાબુ—ક્યાં ? પીઠ પર ?

હનુમાન—ના. તમારા લોકોની પીઠ તો બીજાઓના શાસનનું ક્ષેત્ર છે; પરન્તુ તમારા લોકોના આત્મશાસનનું યથાર્થ ક્ષેત્ર તમારાં બે ચક્ષુઓ છે.

બાબુ—તે કેવી રીતે ?

હનુમાન—તમને રડવું આવે તે છતાં તમે રોતા નથી, એ વાત ઉત્તમ છે. રાત દિવસ ટીપાં પાડવાથી તમારા પ્રભુઓ ગુસ્સે થવાનો સંભવ છે.

બાબુ—તે ગમે તેમ હો, પણ હું તે અર્થમાં સ્થાનિક આત્મશાસનની વાત કરતો નથી.

હનુમાન—ત્યારે કયા અર્થમાં ?

બાબુ—શાસન કોને કહે છે, જાણો છો ને ?

હનુમાન—બેશક તને જો હું લપડાક મારૂં તો તું શાસિત થાય ! એજ શાસનને ?

બાબુ—તે નહિ. રાજશાસન, જાણુતા નથી ?

હનુમાન—તે પણ જાણું છું; પરન્તુ તે અર્થમાં તમે પોતે રાજા નહિ હોવા છતાં કેવી રીતે આત્મશાસન કરી શકશો ?

બાબુ—( મનમાં ) આનુંજ નામ વાનર બુદ્ધિ. ( પ્રકટ ) જો રાજા કૃપા કરીને પોતાનાં કેટલાંક કામ અમને સોંપે તો ?

હનુમાન—તેમ થાય તેમાં તો રાજાનેજ લાભ. તે પોતાનાં કામ બીજાના માથાપર નાખી પટરાણી સાથે રંગચેન ઉડાવશે, અને આપણે તેનું વૈતરૂં કરી મરશું. એ જાણ્યું તમારૂં રામરાજ્ય ! અરે ! રામ !

બાબુ—વાત હજીપણ આપના સમજવામાં નથી આવી. Freedom ( ફ્રીડમ )-liberty ( લીબર્ટી ) કોને કહે છે તે જાણો છો ?

હનુમાન—કિષ્કિન્ધાની કૉલેજમાં એ સઘળું શિખવાતું નથી.

બાબુ—Freedom ( ફ્રીડમ ) એટલે સ્વાધીનતા. સ્વાધીનતા કોને કહે છે તે તો જાણો છો ને ?

હનુમાન—હું વનનો પશુ છું, સ્વાધીનતા હું નહિ જાણું તો શું તું જાણવાનો હતો ?

બાબુ—સારી વાત જે પ્રમાણમાં મનુષ્ય સ્વાધીન થશે તે પ્રમાણમાં તે સુખી થશે.

હનુમાન—અર્થાત્ જે પ્રમાણમાં મનુષ્ય પશુભાવ પ્રાપ્ત કરશે તેજ પ્રમાણમાં તે સુખી થશે !

બાબુ—મહાશય, ગુસ્સે થશો નહિ; પરન્તુ એ વાત કેવળ હનુમાનને યોગ્ય છે.

હનુમાન—હું તો તેજ છું ને ? વારૂ, હવે બાબુને યોગ્ય વાત હું સાંભળવા ભાગ્યશાળી થઇ શકીશ ?

બાબુ—સ્વાધીનતા વિનાનો મનુષ્યજન્મ પશુજન્મ છે. પરતંત્ર-

લોકો ગાય–ભેંસ વગેરેની પેઠે દોરડાંથી બંધાઇને તાડિત થાય છે. સૌભાગ્ય બળથી અમારા રાજપુરુષો આજન્મ સ્વાધીન–free born છે.

હનુમાન—અમારી પેઠે.

બાબુ—આત્મશાસન એજ સ્વાધીનતાનું લક્ષણ છે.

હનુમાન—અમે પણ તેજ લક્ષણયુક્ત છીએ. અમારામાં આત્મશાસન સિવાય બીજું રાજ્યશાસન નથીજ. અમે પૃથ્વીપર સ્વાધીન જાતિ છીએ. તમે શું અમારા જેવા થવાને ચાહો છો ?

બાબુ—છટ્ ! છટ્ ! હવે સમજ્યો કે, વાનરો આત્મશાસન સમજી શકતા નથી.

હનુમાન—સારી વાત ભાઈ ! ચાલો ત્યારે, બન્ને જણ કેળાં ખાઇએ.



# ૧૧—ગ્રામ્ય—કથા.

## કથા નંબર વન.

### પાઠશાળાના પંડિતજી.

ઝરમર ઝરમર વરસાદ વરસી રહ્યો છે. હું માથે છત્રી ઓઢીને ગામને રસ્તે ચાલ્યો આવતો હતો. જોતજોતાંમાં વરસાદ જોરબંધ પડવા લાગ્યો; એટલે રસ્તાની બાજુપર એક નળીએરી ઘર જોઇને મેં તેની પડાળીનો આશરો લીધો. ત્યાં મારા જોવામાં આવ્યું કે, અંદર કેટલાક છોકરાંઓ હાથમાં પુસ્તક લઇને બેઠા બેઠા ભણતા હતા. એક પંડ્યાજી બંગાળી ભણાવતા હતા. કાન માંડીને મેં તેમનું શિક્ષણ જરા તરા સાંભળી લીધું. તે પરથી જણાયું કે ગુરુજીને વ્યાકરણ ઉપર કંઇક વિશેષ પ્રેમ હતો. એકાદ ઉદાહરણ આપું છું. પંડિતજીએ એક વિદ્યાર્થીને પૂછ્યું:—

"બોલ જોઉં, '**भू**' ધાતુને '**क्त**' પ્રત્યય લગાડીએ તો શું થાય?

વિદ્યાર્થી જરા મોબાઘ્ર બુદ્ધિનો હતો. સાંભળવા પ્રમાણે તેનું નામ બોઘલરામ હતું. તેણે ઘણો વિચાર કરીને જવાબ આપ્યો, "જી, **भू** ધાતુને **क्त** લગાડવાથી "**भुक्त**" થાય."

પંડિતજી, વિદ્યાર્થીની મૂર્ખતા જોઇને ચિડાઇ ઉઠ્યા અને તેને "મૂર્ખ", "ગર્દભ" ઇત્યાદિ નાનાવિધ સંસ્કૃત વિશેષણોથી અસંસ્કૃત કરવા લાગ્યા. વિદ્યાર્થી પણ કંઇક તપી ઉઠીને બોલ્યો; કેમ ગુરુજી! "ભુક્ત" શબ્દ શું નથી?

ગુરુજી:—ન હોય શા માટે? '**भुक्त**' કેવી રીતે થાય તે શું નથી જાણતો?

વિદ્યાર્થીઃ—ના, જાણું નહિ શા માટે? સારી રીતે ચાવીને કોળીઆ ગળી જવાથી "ભુક્ત" થવાય. (ધરાઇ જવાય.)

ગુરુજીઃ—મૂર્ખ! વાનર! શું હું એ પૂછું છું?

આખરે બોધલરામથી અત્યંત કંટાળી જઇને તેમણે તેની પાસેના વિદ્યાર્થી રામને પૂછ્યું; "વારૂ, રામ! તુંજ બોલ જોઉં, "ભુક્ત" શબ્દ કેવી રીતે બને છે?"

રામઃ—"જી, "भुज्" ધાતુ ઉપર 'क्त' લગાડવાથી 'भुक्त' થાય છે.

ગુરુજીએ બોધલરામને કહ્યું; "સાંભળ રે બોધા! તારૂં કંઇજ વળવાનું નથી."

બોધલરામ ખીજવાઇને બોલ્યો; નહિ વળશે તો નહિ—પણ તમેયે આટલો બધો પક્ષપાત કરો છો.

ગુરુજીઃ—પક્ષપાત વળી શો કર્યો, હનુમાન!

બોધલરામઃ—એના નશીબમાં 'ભૂજ્ા' (પોંઆ) અને મારા નશીબમાં કેવળ 'ભૂ'? આ પક્ષપાત નહિ તો બીજું શું? વિદ્યાર્થી મજાના ભૂજા (પૌંઆ) અને નશીબની તુલના કરીને કોપાયમાન થઇ ગયો છે, એ વાત ગુરૂજી સમજી શક્યા નાહ, એટલે તેમણે ખીજવાઇને બોધલને એક થપ્પડ લગાવી દીધી, અને પ્રશ્ન કર્યો, "હવે કહે, 'भू' ધાતુને क्त લગાડવાથી શું થાય?"

બોધલરામઃ—(સજલ નયને) "જી, તે હું નથી જાણતો."

ગુરુજીઃ—નથી જાણતો? 'ભૂત' કેવી રીતે થાય, નથી ખબર?

બોધલરામઃ—જી, તે તો જાણું છું. મરવાથી વળી ભૂત થવાય.

ગુરૂજીઃ—સુઅર! ગધા! 'भू' ધાતુને 'क्त' લગાડવાથી ભૂત થાય.

ઓઘલરામ આ વખતે સમજ્યો, અને મનમાં ને મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો કે, મરવા પછી જે થાય તેજ ‘ भू ’ ધાતુ ઉપર ‘ क्त ’ લગાડવાથી પણ થાય. હવે તેણે વિનીત ભાવે ગુરૂજીને પૂછ્યું; “ જી, ‘ भू ’ ધાતુને ‘ क्त ’ લગાડવાથી શું શ્રાદ્ધ પણ કરવું પડે કે ?

ગુરૂજીથી હવે વધારે સહન થઈ શક્યું નહિ. પાંચે આંગળાંની છાપ આબાદ પડી રહે તેવી રીતે વિદ્યાર્થીના ગાલમાં એક તમાચો લગાવી દીધો. વિદ્યાર્થી પુસ્તક વગેરે ફેંકી દઈને રડતો રડતો ઘર તરફ ચાલી નીકળ્યો. એ વખતે વૃષ્ટિ ઓછી થઇ ગઇ હતી. રંગ જોવાને હું પણ તેની સાથે સાથે ચાલ્યો. તેનું ઘર વિદ્યાલયથી ઘણે દૂર ન હતું. ઓઘાએ ઘરમાં દાખલ થતી વખતે બમણા જોરથી રડવા માંડ્યું, અને પછાડ ખાઇને ભોંય ઉપર પડ્યો. આ જોઇને તેની મા પાસે આવીને તેને સાંત્વન આપતાં પૂછવા લાગી; કેમ, ભાઇ, શું થયું ?

છોકરાએ મોં ચઢાવીને કહ્યું; “ હવે પૂછે છે કે, શું થયું ભાઇ ? આવી સ્કૂલમાં મને મોકલ્યો હતો શા માટે, કાળા મોઢાની ? ”

મા—પણ કેમ, થયું છે શું, ભાઇ ?

પુત્ર—હરામજાદી, હવે કહે છે કે, થયું છે શું ભાઇ ? હમણાંજ તારૂં ‘ ભૂ ’ ધાતુ ઉપર ‘ क्त ’ થઇ જાઓ, જલદીજ થઈ જાઓ, કે હું તારૂં શ્રાદ્ધ કરૂં.

મા—તે વળી શું, ભાઇ ? એ કયી વસ્તુ ?

પુત્ર—હમણાંજ તું **भूत** થઇ જાઓ, જલદી થઇ જાઓ.

મા—એ શું ? મરવાનું કહે છે, ભાઇ ?

પુત્ર—તે નહિ તો શું ? હું એજ કહી શક્યો નહિ, તેટલા માટે ગુરુજીએ મને માર માર્યો.

મા—ભોંય નાખે તને પંડ્યાને ! જરા અક્કલે નથી. મારા આ

વેંત જેવડા છોકરાને તે વળી કેટલી વિદ્યા હોય ? જે વાત કોઇ જાણે નહિ, તે ન કહી શકયો તે માટે છોકરાને માર ! મુઆને આજે એક વાર જોઉં તો ખરી.

એટલું કહીને કપડાં ઠીક કરી બોધાની મા પંડિતજી પાસે જવા નીકળી. હું પણ પાછળ પાછળ ચાલ્યો. તે સુપુત્રવતીને બહુ દૂર જવું પડયું નહિ. એ વખતે પાઠશાળા બંધ થઇ ગઈ હતી. પંડિતજી ઘર તરફ સીધાવી જતા હતા; એટલે માર્ગમાંજ બન્નેનો ભેટો થયો.

બોધાની માએ કહ્યું; " વારૂ, પંડિતજી ! જે કોઇજ જાણે નહિ, તે મારો છોકરો કહી શકયો નહિ તેટલા માટે શું તેને આટલો બધો મારવો જોઇએ ? "

પંડિતજી—અરે ના, કંઇ એવી અઘરી વાત પૂછી ન હતી. માત્ર એટલોજ સવાલ કર્યો હતો કે; 'ભૂત' કેવી રીતે થાય ?

બોધાની મા—'ભૂત' થાય ગંગા નહિ મળવાથી. ભલા, એ બધી વાતની વળી છોકરાને કયાંથી ખબર હોય ? એવી એવી બાબત તો અમને પૂછવી જોઇએ.

પંડિત—અરે નહિ, તે ભૂત નહિ.

બોધાની મા—ત્યારે વળી કયું ભૂત ?

પંડિત—એ બધું કંઇજ નહિ. તું બાઇ માણસ એમાં શું સમજશે ? કહું જો, ભૂત શબ્દ છે.

બોધાની મા—મેં એવા ભૂતના શબ્દ કેટલાએ સાંભળ્યા છે. હજી તો એ છેક બાળક છે. તેને આવી આવી વાતો કહીને બીવડાવવા એ શું ઠીક કહેવાય ?

મને લાગ્યું કે, આ પંડિતોની સમસ્યા સહેલમાં પતે એમ નથી. મેં પણ એ રંગમાં કંઇક અંશે ભાગ ભરવાની આશાથી છતા થઇને

પંડિતજીને કહ્યું,–"મહાશય, એ તો સ્ત્રી જાત છે, એની સાથે વિવાદ કરવો છોડી દો. મારી સાથે એ સંબંધમાં કંઇક વાતચીત કરવી ઠીક પડશે."

પંડિતજી મને બ્રાહ્મણ જોઇને કંઇક આદરથી કહેવા લાગ્યાઃ– "આપ પ્રશ્ન કરીએ ?"

મેં કહ્યું:—"ઠીક, આપ ભૂત ભૂત કરતા હતા, તો બોલો જોઇએ, ભૂત કેટલાં છે ? "

પંડિતજી સંતુષ્ટ થઇને બોલી ઉઠયા. બહુ સારૂં, ઘણું જ ઉત્તમ, પંડિત હોય તે પંડિતના જેવી જ વાત કરે. સાંભળો છો કે બાઇ ? તે પછી મારા તરફ ફરીને જાણે વિદ્યાનો બોજો ઉતારી નાખતા હોય તેવું મોં કરીને બોલ્યાઃ—"ભૂત પાંચ છે. "

એટલે તો બોધાની મા ગર્જીને બોલી ઉઠી; " વાહરે પંડિત ! આવીજ વિદ્યાપર મારા છોકરાને મારતા હતા કે ? ભૂત પાંચ ! ભૂત તે પાંચ કે બાર ?"

પંડિત—તે કેમ બને, બ્હેન ! આ સજ્જનનેજ પૂછને ? ભૂત પાંચ છે–**क्षित्यप्**—

બોધાની મા—ભૂત બાર નથી તો મારી બધી દોલત કોણ ખાઇ ગયું ? શું હું પ્રથમથીજ આવી દુઃખી હતી ?

એટલું કહીને કહેતાં તો બોધાની માએ છેડો વાળ્યો. મેં તે વખતે તેનો પક્ષ લઇને કહ્યું:–" એણે જે કહ્યું, તે ખરૂં હોઇ શકે. અનેક વખત સાંભળવામાં આવે છે કે, પારકાની દોલત છીનવી લઇને ભૂત લોકો પોતાનું પિતૃકાર્ય કર્યા કરે છે. શું તમારા સાંભળવામાં નથી આવ્યું કે અમુકના પૈસાથી ભૂતના બાપનું શ્રાદ્ધ થાય છે ?"*

* જ્યારે કોઈ બદમાશ પારકો માલ ઉડાવી જાય છે, તે પ્રસંગે જે એક કહેવત બંગાળીમાં વપરાય છે ( અમુકેર ટાકાટાય ભૂતેર બાપેર શ્રાદ્ધ હઇતે છે.) તેનું આ ભાષાન્તર છે. ભા૦ ક૦

આ વાત સાંભળીને, હું વ્યંગ કરૂં છું કે સત્ય કહું છું તે પંડિતજી ખરાબર સમજી શક્યા નહિ; કારણ કે તેમની બુદ્ધિ કંઇક મોભાગ્ર હતી. પંડિતજીને કંઇક સંશય થયેલો જોઇને હું બોલ્યો; "મહાશય, એ સંબંધી પ્રમાણ પૂરાવા તો સઘળાની જ જાણમાં છે. મનુએ કહ્યું છે કે—

**कृपणानां धनं चैव पोष्यकुष्माण्डपाठिनाम्**
**भूतानां पितृश्राद्धेषु भवेन्नष्टं न संशयः ॥**

પંડિતજીનું સંસ્કૃત જ્ઞાન **भू** ધાતુને **क्त** પ્રત્યય લગાડવા પૂરતું જ હતું; એટલે તેમને એક મોટો ભય એ હતો કે, રખેને વિદ્યાર્થિ-મંડળી આગળ અને ખાસ કરીને ભોધાની મા સમક્ષ મારાથી હારી જવાય! તેટલા માટે "**भूतानां पितृश्राद्धेषु भवेन्नष्टं न संशयः**" એ જેવું સાંભળ્યું તેવાજ તેઓ બોલી ઉઠયા; "મહાશય, આપ યથાર્થ જ કહો છો. વેદમાં પણ લખ્યું છે કે, **अस्ति गोदावरीतीरे विशालः शाल्मलीतरुः**" આ સાંભળીને ભોધાની મા ઘણી જ સંતુષ્ટ થઇ ગઇ અને પંડિતજીનાં અનેક વખાણ કરીને કહેવા લાગી; "ત્યારે મહારાજ, આટલી બધી વિદ્યા હોવા છતાં મારા છોકરાને શા-માટે મારો છો?"

પંડિતજી—અરે બ્હેન! તારા છોકરાને એવોજ વિદ્વાન્ બનાવવાને તો મારૂં છું. માર્યા વિના શું વિદ્યા આવે ખરી કે? સોટી વાગે ચમ્‌ચમ્ અને વિદ્યા આવે ધમ્‌ધમ્.

ભોધાની મા—મહારાજ! મારવાથીજ વિદ્યા આવતી હોય તો અમારા ઘરવાળાને કેમ કંઇજ ન આવડ્યું? ઝાડુ કહો કે જુતાં કહો, મેં તો કંઇ જ બાકી રાખ્યું ન હતું.

પંડિત—બ્હેન! એ તે કંઇ તમારા હાથથી બની શકે? એ તો અમારૂં જ કામ.

બોઘાની મા—મહારાજ! મારા હાથમાં કંઇ જોરની કસર નથી. જોશો ?

એમ કહીને બોઘાની માએ પંડિતજીને એક મૂઠી કોપરાપાક આપી દીધો. પંડિતજી આ પ્રમાણે અધિક વિદ્યાલાભનો આકસ્મિક યોગ ઉપસ્થિત થયેલો જોઇને એકે શ્વાસે પલાયન કરી ગયા. સાંભળ્યું છે કે, તે દિવસથી પંડિતજી ફરીથી બોઘલરામનું નામ લેતા નથી, અને **भू** ધાતુને માટે પાઠશાળામાં ફરીથી ધાંધલ મચવા પામ્યું નથી. બોઘલરામ જ્યાં ત્યાં કહેતો ફરે છે કે, માએ એકે તડાકે પંડિતજીનું ભૂત કાઢી નાખ્યું.

---

## કથા નંબર ૯-ધર્મશિક્ષણ.

---

### Theory-(સિદ્ધાંત.)

બોલો બેટા, "**मातृवत् परदारेषु**"

છોકરો—એટલે શું, બાપા ?

બાપ—એ કે, જેટલી સ્ત્રીઓ-પારકી સ્ત્રીઓ હોય તે સઘળીને આપણી મા બરાબર જાણવી.

છોકરો—તે સઘળી જ મારી મા ?

બાપ—હા બેટા, બીજું શું ?

છોકરો—બાપા, ત્યારે તમારે માથે તો મહા દુઃખ આવી પડવાનું. જો તેઓ મારી મા હોય તો આપની શું લાગે ?

બાપ—છટ્ ! છટ્ ! એવું તે બોલાતું હશે ? બોલ—

"**मातृवत्परदारेषु परद्रव्येषु लोष्ठवत्**"

છોકરો—એનો શો અર્થ, બાપા ?

બાપ—પારકી ચીજ લોષ્ઠ સમાન ગણવી જોઇએ.

છોકરો—'લોષ્ઠ' શું ?

બાપ—માટીનું ઢેકું.

છોકરો—બાપા, ત્યારે તો કંદોઇને પેંડાના પૈસા પણ નહિ આપવા પડે ઢેફાનું વળી મૂલ્ય શું ?

બાપ—તેમ નહિ. પારકી ચીજ માટીના જેવી સમજવી એટલે તે લેવાની ઇચ્છા જ ન થાય.

છોકરો—બાપા, કુંભારનો ધંધો શીખીએ તોપણ નહિ થાય ?

બાપ-છટ્ ! તને કશું જ આવડશે નહિ. સાંભળેછ ! હમણાં બોલ.

**"मातृवत्परदारेषु परद्रव्येषु लोष्ठवत् !**

**आत्मवत्सर्वभूतेषु यः पश्याति स पंडितः॥"**

છોકરો—"**आत्मवत्सर्वभूतेषु**" એટલે શું, બાપા ?

બાપ—એજ કે, સઘળાને પોતાના જેવા જ જાણવા.

છોકરો—તેમ હોય તો તો ઘણું જ સારૂં જો પારકાને આપણા જેવા સમજવા એમ હોય તો પારકાની ચીજ તે આપણી જ ગણવી જોઇએ અને પારકી સ્ત્રી પણ આપણીજ સમજવી જોઇએ.

બાપ—દૂર થા ! મૂર્ખ ! છછૂંદર !

ઇતિ ચપેટિકા ઘાત (તમાચા પ્રહાર).

---

## Practice—અભ્યાસપાઠ.

### પાઠ પહેલો.

કાદંબિની નામની એક પ્રૌઢા સ્ત્રી બેડું બગલમાં રાખીને પાણી ભરવા જાય છે. એ અરસામાં પેલો શાસ્ત્ર ભણેલો છોકરો તેની સામે આવીને ઉભો.

છોકરાએ કહ્યું—મા !

કાદમ્બિની—કેમ, બેટા ! અહા ! છોકરાની વાણી કેવી મિઠી છે ! કાળજું પણ ઠરી જાય છે.

છોકરા—મા, પેંડો ખાવાને એક પૈસો આપને !

કાદમ્બિની—ભાઇ, હું દુઃખી માણસ છું, પૈસો ક્યાંથી લાવું ?

છોકરો—દીકરી, નથી આપતી કે ? કમબખ્ત, ચોટલા બળી !

કાદમ્બિની—જારે મુઆ ! દેવતા પડે તારા મોં પર, મુઓ આવો છોકરો કોનો છે ?

છોકરો—મારી બેટી નહિ આપે કે ? ( એમ કહી પ્રહાર કરવો અને તેથી ઘડાનું ફૂટી જવું.)

( પછી છોકરાના બાપનું તેજ રંગભૂમિ ઉપર હાજર થવું. )

બાપ—અરે વાનર ! આ શું ?

છોકરો—કેમ, બાપા, આ તો મારી મા છે. માની સાથે જે પ્રમાણે ચાલું છું તે જ પ્રમાણે આની સાથે પણ વર્તું છું. "**मातृवत्-परदारेषु**" કેમરે ! ડચરી, બાપાને જોઇને ઘૂમટો પણ નથી તાણતી કે ?

---

## પાઠ બીજો.

કંદોઇએ છોકરાના બાપની પાસે આવીને ફરીઆદ કરી કે, તમારા છોકરાના જુલમથી હવે દુકાન ચલાવવી ભારે થઈ પડી છે. છોકરો દુકાન લૂંટીને બધી મિઠાઇ ઉડાવી જાય છે.

ગોવાળે આવીને તેજ પ્રમાણે દૂધ માખણના સંબંધમાં ફરિઆદ કરી એટલે પિતાએ પુત્રને પકડીને મારવા માંડયો. છોકરાએ પૂછ્યું, મારો છો શા માટે, બાપા ?

બાપ—મારૂં નહિ તને ? પારકી ચીજ લૂંટી લાવનારને ?

છોકરા—બાપા, ચોરોનો ભય વધી પડયો છે, તેથી દેશાં

(ગોળા) એકત્ર કરી રાખું છું; પારકી ચીજ તો ઢેફાં જ છે ને?

સરસ્વતીપૂજનનો સમય આવી રહ્યો છે. પ્રાતઃકાળમાં પિતાએ પુત્રને કહ્યું:—"જા એક ડુબકી મારતો આવ અને અંજલિ આપ—નહિ તો ખાવા પામીશ નહિ."

છોકરો—ખાઇને સાંજે અંજલિ આપીએ તો નહિ ચાલે?

બાપ—એમ કેવી રીતે બને? ખાધા પછી તે અંજલિ અપાતી હશે, ગાંડા?

છોકરો—ત્યારે આ વર્ષની અંજલિ બીજા વર્ષની અંજલિ સાથે આપવાથી નહિ ચાલે? આ વખતે તો ઠંડી ઘણી સખત છે.

બાપ—એમ નહિ ચાલે. સરસ્વતીને અંજલિ આપ્યા સિવાય શું વિદ્યા આવે કે?

છોકરો—એકાદ વરસ શું ઉધાર વિદ્યા નહિ મળી શકે?

બાપ—દૂર જા, મૂર્ખ! જા, સ્નાન કરતો આવ, અંજલિ આપ્યા પછી એ સરસ પેંડા આપીશ.

"બહુ સારૂં" કહીને છોકરો નાચતો કૂદતો નહાવા દોડ્યો. ઠંડી પુષ્કળ હતી–પવન પણ તેવોજ–પાણી હાથ ઠરી જાય તેવું હતું; એટલે છોકરાએ અક્કલ દોડાવીને ઘાટ પર એક પાંચ વર્ષનો માછીનો છોકરો ઉભો હતો તેને પકડ્યો, અને બે ડૂબકી મરાવી પછી તેને પાણીમાંથી ખેંચી કાઢી બાપ પાસે ઘસડી લાવ્યો, અને બોલ્યો; "બાપા! નાહી આવ્યો."

બાપ—ક્યાં બાપુ–ક્યાં નાહી આવ્યો?

છોકરો—આ માછીના છોકરાને ઝબોળી લાવ્યો છું.

બાપ—મોટું કામ કર્યું પણ તું ક્યાં નાહી આવ્યો?

છોકરો—બાપા, "**आत्मवत् सर्वभूतेषु**" એટલે એનામાં અને મારામાં કંઇ ભેદ છે? એ નાહ્યો એટલે હું પણ નાહ્યો જ છું ને? હવે પેંડા આપો.

પિતા હાથમાં લાકડી લઇને પુત્રની પાછળ દોડવા લાગ્યા. પુત્ર નાસતાં નાસતાં બોલતો હતો; " બાપા શાસ્ત્ર જાણતા નથી."

થોડી વાર પછી તે શિક્ષિત બાળકના પિતાના સાંભળવામાં આવ્યું કે પુત્રે પાસેના મહોલ્લાના દિનમણિશંકર શાસ્ત્રીની પાઠશાળામાં જઇને શાસ્ત્રીને સારી પેઠે ખોખરા કર્યા છે. છોકરો ઘેર આવતાં પિતાએ પૂછ્યું, આ વખતે વળી શી મોકાણ માંડતો આવ્યો ?

છોકરો—શું કરૂં બાપા! તમે કંઇ છોડો એમ હતા ? લાકડી મારતજ મારત; એટલે મેં જાતે જાતેજ માર ખાઇ લીધો.

બાપ—તે કેવી રીતે બચ્ચાજી ? પોતેજ ક્યાંથી ? દિનમણિશંકર શાસ્ત્રીને મારી આવ્યો છે ને ?

છોકરો—બાપા, " **आत्मवत् सर्वभूतेषु** " દિનમણિશંકર શાસ્ત્રી અને મારામાં શું તમે ભેદ જુઓ છો ?

પિતાએ પાણી મૂકયું કે આ છોકરાને હવે કદીપણ ભણાવવો નહિ.



# કમલાકાન્તનું દફતર.

## કમલાકાન્તનો પરિચય.

અનેક જણ કમલાકાન્તને પાગલ કહે છે. તે ક્યારે શું કરશે અને શું બોલશે તેનું કંઇ ઠેકાણું નથી. તેને લખતાં વાંચતાં આવડતું નથી એમ નથી. તે કંઇક અંગ્રેજી અને કંઇક સંસ્કૃત પણ જાણે છે; પરન્તુ જે વિદ્યાથી દ્રવ્યોપાર્જન ન થાય તે વિદ્યા શું વિદ્યા કહેવાય ? ખરી વાત એ છે કે, સાહેબ સુબા પાસે પહોંચતાં આવડવું જોઇએ, પછી તે ગમે તેવો મૂર્ખશિરોમણિ કાં ન હોય ! ભલે કેવળ પોતાની સહીજ કરી જાણતો હોય તેની હરકત નહિ; તેવાઓ પણ મઝેથી અમલદારી ભોગવે છે. અમારા વિચાર પ્રમાણે તેજ પંડિત, અને કમલાકાન્ત જેવા વિદ્વાન્ જેમણે કેટલાંએ પુસ્તકો ભણી નાખ્યાં હોય તેઓ મહા મૂર્ખજ છે.

કમલાકાન્ત એક વખત નોકરીએ રહ્યા હતા. એક સાહેબે તેમની અંગ્રેજી વાતચીત સાંભળીને તેમને પોતાની ઑફિસમાં બોલાવી જઇ કારકુની આપી હતી; પરન્તુ કમલાકાન્ત નોકરી ટકાવી શક્યા નહિ. તેઓ ઑફિસમાં જઇને ઑફિસનું કામ કરતા નહિ. સરકારી રજીસ્ટરમાં કવિતા લખતા, ઑફિસની ચિઠ્ઠીપત્રી ઉપર કોઇક શેક્સપિઅર નામના લેખકનાં વચનો નોંધતા, અને બીલ-બૂકનાં પાનાં ચિત્રોથી અંકિત કરતા. એક વખત સાહેબે તેમને માસિક પગાર બીલ તૈયાર કરવા કહ્યું. કમલાકાન્તે બીલ-બૂક લઇને એક ચિત્ર ખેંચ્યું. કેટલાક નાગા

વર પણ આપવા ઇચ્છું છું. તું માત્ર એકજ વરદાનને યોગ્ય નથી.”

દ્રૌપદી બોલીઃ—“હે મહારાજ! ભીમ, અર્જુન, નકુળ અને સહદેવને રથ અને ધનુષબાણ આપી દાસપણામાંથી મુક્ત કરો.” ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ—“હે નંદિનિ! તારી માગણી પ્રમાણે તને એ વરદાન પણ આપ્યું. હવે તું ત્રીજા વરદાનની પ્રાર્થના કર, આ બે વરદાનવડે તારો યથાયોગ્ય સત્કાર થઇ શક્યો નથી; તું ધર્મવતી છે અને મારી બધી પુત્રવધૂઓમાં શ્રેષ્ટ છે.”

દ્રૌપદી બોલીઃ—“હે ભગવન્! લોભ એ ધર્મનો નાશ કરાવે છે. આથી હવે હું વધારે વરદાનની પ્રાર્થના કરીશ નહિ. હું ત્રીજો વર માગવાને યોગ્ય નથી; કેમકે વૈશ્યે એક વર, ક્ષત્રિએ બે વર અને બ્રાહ્મણોએ સેંકડો વર લેવા એ ધર્મ છે. અત્યારે હું મારા પતિઓને દાસત્વરૂપી દારૂણ પાપના પંકમાંથી બહાર કાઢી સકી છું, તો એમનાં પવિત્ર કર્મોવિડેજ બધું શ્રેય મેળવી શકીશ.”

આ રીતે ધર્મ અને ગર્વનું સુંદર મિશ્રણજ દ્રૌપદીના સ્વભાવની રમણીયતાનું મુખ્ય સાધન છે. જ્યારે જયદ્રથે કામ્યક વનમાં તેને એકલી દીઠી, ત્યારે પહેલાં દ્રૌપદીએ તેનો ગૃહસ્થધર્મપ્રમાણે સાજન્યભાવે અતિથિસત્કાર કરી પ્રસન્ન કરવા યત્ન કર્યો. પછી જયદ્રથે પોતાનો દુષ્ટ ભાવ પ્રકટ કરી સિંહ પેઠે ગર્જના કરી; ત્યારે દ્રૌપદીનાં કહેલાં તેજ અને ગર્વભરેલાં વચનો વાંચતાં આપણું મન આનંદસાગરમાં ડૂબી જાય છે. પરંતુ જયદ્રથ આથી અટક્યો નહિ અને તેને બલાત્કારે ખેંચવા લાગ્યો; ત્યારે દ્રૌપદીએ તેનો યોગ્ય બદલો આપ્યો! જે ભીમ અને અર્જુનની પત્ની, અને ધૃષ્ટદ્યુમ્નની બહેન હોય, તે શું મૂળ કાપેલા વૃક્ષની માફક મહાવીર સિંધુ–સૌવીરના નૃપતિને ભોંય ચાટતો કર્યા વિના રહે?

છેલ્લે જયદ્રથે ફરીથી બળ વાપરીને તેને રથમાં નાખી, ત્યારે

દ્રૌપદીએ જે આચરણ કર્યું તે ખરેખર એક તેજસ્વી વીરનારીને યોગ્ય જ હતું. તેણે લેશમાત્ર પણ વૃથાવિલાપ કે રોદન કર્યું નથી. બીજી સ્ત્રીઓની પેઠે વિલંબમાટે કે અસાવધાનીમાટે પોતાના પતિઓને ઉદ્દેશીને એક વાર પણ તિરસ્કાર કર્યો નથી. માત્ર પુરોહિત ધૌમ્યના ચરણમાં પ્રણામ કરીને તે જયદ્રથના રથમાં બેઠી છે, અને પછી જ્યારે પાછળ દેખાતા પાંડવોને ઓળખવા સારૂ જયદ્રથે તેને પ્રશ્ન પૂછ્યો છે ત્યારે તે જયદ્રથના રથમાં બેઠેલી છતાં પણ જેવા ગર્વભરેલા વચનોએ અને નિઃશંક ચિત્તે તેણે સ્વામીઓની ઓળખાણ આપી છે, તે વારંવાર વાંચવા જેવી છે.

( ૨ )

દ્રૌપદીના ચરિત્રની સમાલોચના અમે દશ વર્ષ પહેલાં બંગદર્શનમાં કરી હતી, અને ત્યાં અમે બીજી આર્ય સ્ત્રીઓનાં ચરિત્રો કરતાં દ્રૌપદીના ચરિત્રમાં જે મહાન તફાવત છે, તે યથાશક્તિ બતાવેલ હતો; પરંતુ દ્રૌપદીના ચરિત્રમાં કેંદ્રરૂપે જે ઉચ્ચ તત્ત્વ રહેલું છે તે તેમાં કહેલ નથી.

આપણા યુરોપી વિદ્વાનો દ્રૌપદી સંબંધે શું કહે છે? તેઓ કહે છે કે, "ભારતવાસીઓ બર્બર જાતિના છે; તેમનામાં અનેક ભાઇઓ વચ્ચે એક સ્ત્રી પરણવાની પદ્ધતિ પૂર્વકાળે પ્રચલિત હોઇને પાંચ પાંડવો વચ્ચે એકજ પત્ની હતી!" આ પાશ્ચાત્ય પંડિતો કશું સમજતા હોય કે ન હોય તોપણ આપણા દેશ વિષે ગમે તેવું બોલી દેવાને ઝટ તૈયાર થાય છે!

યુરોપીય વિદ્વાનો આપણા દેશના પ્રાચીન ગ્રંથોને કેવા સમજે છે! તે બાબતમાં અમે અત્યારે કાંઇક કહીએ છીએ.

અમને ખાત્રી છે કે સંસ્કૃત સાહિત્ય વિષે તેમણે જે લખ્યું છે; તેમણે વેદ, સ્મૃતિ, કાવ્ય, દર્શન, પુરાણ, ઇતિહાસ વગેરેનાં ભાષાંતરો,

ટીકાઓ કે સમાલોચના વગેરે જે જે લખ્યું છે; તેને વાંચવા જેવું બીજું મહાપાપ સાહિત્યની સૃષ્ટિમાં નથી અને આપણી મૂર્ખતાને જાહેર કરનારો એવો સહેલો માર્ગ પણ બીજો નથી. હાલ પણ અનેક ભારતવાસીઓ તેમના ગ્રંથો વાંચતા હોવાથી તેઓને જાગ્રત કરવા-માટેજ આ અપ્રાસંગિક જેવી વાત અમે અહીં લખી છે.

આપણા સંસ્કૃત ગ્રંથોની સંખ્યા અગણિત છે; એમાંથી જેટલા ગ્રંથોનો પત્તો મળ્યો છે, તે સિવાય બીજા પણ નૂતન નૂતન અનેક ગ્રંથો પ્રકાશમાં આવતા જાય છે. સંસ્કૃત ગ્રંથોને મુકાબલે યુરોપીય-ગ્રંથોને મૂકી શકાય તેમ નથી. જેમ હાથીને મુકાબલે નાનો ગુર્ઝી-કુતરો; જેમ ગંગા, ગોદાવરી અને સિંધુને મુકાબલે પેલું ગ્રીક કવિ-ઓનું વહાલું પર્વતનું ઝરણું; તેમ મહાભારત અને રામાયણને મુકાબલે યુરોપના કાવ્ય ગ્રંથો સમજવા. વેદોની સંહિતાઓ, બ્રાહ્મણો, આરણ્યકો, ઉપનિષદો, ગૃહ્યસૂત્રો, શ્રૌતસૂત્રો, ધર્મસૂત્રો અને દર્શનો; તે સર્વ ઉપરનાં ભાષ્યો, તેની ટીકાઓ, વળી તેનાં ભાષ્યો, પુરાણ, ઇતિહાસ, સ્મૃતિઓ, કાવ્યો, અલંકાર ગ્રંથો, વ્યાકરણ, ગણિત, જ્યોતિષ, કોષો ઇત્યાદિ અનેક પ્રકારના સંસ્કૃત ગ્રંથો આજે પણ ભારતવર્ષમાં જળ-વાઇ રહેલા છે. આ બધા લિપિબદ્ધ, અપાર પ્રાચીન ગ્રંથ સમુદ્રમાં કોઇ સ્થળે ઘુણાક્ષર ન્યાયે પણ એવું લખેલું નથી કે પ્રાચીન આર્યોમાં સ્ત્રીઓ બહુ પતિ કરતી! છતાં પાશ્ચાત્ય પંડિતો એક દ્રૌપદીને પાંચ પતિ હોવાની કથા સાંભળી સિદ્ધાંત કહે છે કે, "પ્રાચીન ભારતવાસી-ઓમાં સ્ત્રીઓમાં બહુ પતિનો રિવાજ પ્રચલિત હતો!" આ જાતિનો એક બીજો પંડિત (ફર્ગ્યુસન સાહેબ) કોઇ ભાંગેલા મંદિરની કોતરણીમાં વસ્ત્ર વિનાની સ્ત્રીની મૂર્તિ જોઇને સિદ્ધાંત કરે છે કે, પ્રાચીન ભારતવાસી આર્ય સ્ત્રીઓ લુગડાં પહેરતી નહિ! સીતા, સાવિત્રી, દ્રૌપદી, દમયંતી ઇત્યાદિ આર્ય સ્ત્રીઓ સસરો, સાસુ, પિતા, માતા,

ભાઇભાંડુ વગેરે બધાંની પાસે નગ્નાવસ્થામાં હરફર કરતી! આથીજ અમે કહીએ છીએ તે ખોટું નથી કે, "આવા પંડિતોના અનુવાદો વાંચવા જેવું મહાન પાતક સાહિત્યસંસારમાં બીજું એક પણ નથી."

ત્યારે દ્રૌપદીના પાંચ ધણીનું તાત્પર્ય શું? એ વાતનો નિશ્ચય કરતાં પહેલાં એ વિચાર કરવાનો છે કે આ વાત તે ઐતિહાસિક છે કે કવિની કલ્પના માત્ર છે? ખરેખર દ્રૌપદીને પાંચ સ્વામી હતા કે માત્ર કવિની તે કલ્પનાજ છે? અન્ય લેખમાં અમે સ્વીકાર કરેલો છે કે મહાભારતને કેટલોક ઐતિહાસિક આધાર છે; પરંતુ તેની બધી કથા ઐતિહાસિક છે એવું સિદ્ધ થતું નથી. જે સ્પષ્ટ રીતે પ્રક્ષિપ્ત ભાગ છે, તે ઐતિહાસિક નથી; એ વાત તો સ્વતઃસિદ્ધ છે. પરંતુ દ્રૌપદીનું ચરિત્ર પ્રક્ષિપ્ત કહેવાય નહિ. દ્રૌપદીને લઇનેજ મૂળ મહાભારત છે. ત્યારે શું દ્રૌપદી યુધિષ્ઠિરની પટરાણી હતી? એમ ન હોય તો તેને ઐતિહાસિક ગણી શા રીતે સ્વીકારી હશે? તે શું પાંચ પાંડવોની રાણી હશે?

દ્રૌપદીના પાંચ પતિ સિવાય ભારતવર્ષના કોઇ પણ ગ્રંથમાં, આર્યોમાં સ્ત્રીઓના બહુ પતિના રીવાજનું દર્શન થતું નથી. સ્ત્રી વિધવા થતાં બીજો વિવાહ કરતી એવું પ્રમાણ મળી શકશે; પરંતુ એક કાળે કોઇ સ્ત્રી અનેક પતિની સ્ત્રી થઇ હોય, એવું પ્રમાણ મળી શકતું નથી. કોઇના દેખવામાં આવ્યું કે ભોગજોગે કોઇ માણસને એકેક હાથે છ,છ આંગળાં હોય એટલે બંને હાથે મળીને બાર આંગળીઓ જોઇ હોય; વળી ક્યાંક કોઇ સ્ત્રીને આંધળું છોકરુંજ અવતર્યું હોય; આવું એક એક દૃષ્ટાંત જોઇ કાંઇ એવો સિદ્ધાંત કરી શકાય નહિ કે, "મનુષ્ય જાતિને હાથે બાર આંગળાં છે, અને મનુષ્ય આંધળાંજ જન્મે છે." તેમજ માત્ર દ્રૌપદીના પાંચ પતિ જોઇ સિદ્ધાંત બાંધી શકાય નહિ કે, પૂર્વકાળમાં આર્યસ્ત્રીઓમાં બહુ પતિનો રીવાજ પ્રચલિત હતો. વળી

મહાભારતમાં સ્પષ્ટજ છે કે–એવો રીવાજ હતોજ નહિ; કેમકે દ્રૌપદી સંબંધે આવો અલૌકિક વ્યાપાર કેમ બન્યો ? તેની હકીકત સમજાવવા માટે મહાભારતકારે પૂર્વ જન્મે બનેલી અનેક જાતની અસંભવિત વાતોની ત્યાં ગોઠવણુ કરી છે. સમાજમાં ક્યાંય બનેલું ન હોય તેવું અત્યંત નવું અયોગ્ય આચરણ કોઇ કરે તો તે અત્યંત લોકનિંદાનું કારણ બને; એમાં સંદેહ નહિ. તો સમાજમાં ન હોય એવો રીવાજ (એક સ્ત્રીને બહુ પતિનો રીવાજ) પાંડવો જેવા લોકપ્રસિદ્ધ રાજપુરૂષોમાં થવાની સંભાવના નથી. એટલે કવિએ એ કથા કોઇ એક તત્વને સ્પષ્ટ કરવા ઘડી કાઢેલી છે. એમાં નવાઇ નથી.

ઘડી કાઢેલી કથાના જેવાં તેમાં અનેક લક્ષણો છે. દ્રૌપદીને પાંચ પતિથી એક એકજ ઔરસ પુત્ર થયો હતો. કોઇને પણ બે ત્રણુ ઔરસ પુત્રો થયા નહિ ! ઔરસ કન્યાઓ થઇ નહિ ! તથા ઔરસ સંતતિમાં ઓછા વધતાપણું થયું નહિ ! વળી એ પાંચે પુત્રોમાં કોઇ રાજ્યાધિકારી થયું નહિ ! તે બધાય એક સાથે અશ્વત્થામાને હાથે મરણ પામ્યા. વળી તેમાંના કોઇનું પણ ક્યાંય કશું કાર્ય જોવાતું નથી, કુરૂક્ષેત્રના યુદ્ધમાં બધા એક સાથે આવી યુદ્ધ કરી એકી વખતે ચાલ્યા ગયા છે. બીજે પક્ષે જોઇએ તો અભિમન્યુ, ઘટોત્કચ, બભ્રુવાહન વગેરેનાં કાર્યો વર્ણવેલાં હોઇને તેઓ જીવતા જેવા છે.

કોઇ પૂછશે કે, "દ્રૌપદીના પાંચપતિની વાત ઘડી કાઢેલીજ વાત હોય અને દ્રૌપદી માત્ર એક યુધિષ્ઠિરનીજ રાણી હોય તો બીજા ચાર પાંડવો અવિવાહિત હતા ?" એનો ઉત્તર ખરે કઠિન છે.

ભીમ અને અર્જુનનો તો બીજે સ્થળે વિવાહ થયો હતો એ આપણે જાણીએ છીએ; પરંતુ નકુળ તથા સહદેવનો બીજે સ્થળે વિવાહ થયો હોય એવી કથા મહાભારતમાં મળતી નથી. પણ તે નથી મળતી તે પરથીજ એવો સિદ્ધાંત થાય નહિ કે તેમનો બીજે સ્થળે વિવાહ

થયો ન હતો. મહાભારતમાં મુખ્યત્વે પહેલા ત્રણ પાંડવો અર્થાત્ યુધિષ્ઠિર, ભીમ અને અર્જુનનુંજ ચરિત્ર છે. છેલ્લા બે પાંડવો તેમની છાયા માત્ર હોઇને કેવળ તેમની સાથે રહીને કામ કરતા દેખાય છે, તેમનો અન્ય વિવાહ થયો હોય તોપણ, તે વાતનું પ્રયોજન નહિ હોવાથી મહાભારતકાર તેમને છોડી પણ દઇ શકે.

જો દ્રૌપદીના પાંચ પતિની વાત કવિનીજ કલ્પના સમજીએ તો શા હેતુએ કવિએ આવી વિસ્મયકારક કલ્પનાનો આશરો લીધો હોય! કોઇ ગૂઢ અભિપ્રાય ન હોય તો આવા કુટિલ પંથે કવિ જાય શા માટે? એમાં તેનો અભિપ્રાય શો? તેનું નિગૂઢ તત્વ આપણે વિચારીએ.

એ તત્વ વિચારતાં પહેલાં કોઈ ચતુર અને શ્રદ્ધાળુ માણસનું એક વચન અમે ટાંકીએ છીએ. એ વચન અમે પ્રગટ કરેલા કૃષ્ણ-ચરિત્રને લક્ષ્ય કરીને એક વિદ્વાને કહેલું છે.

"શ્રીકૃષ્ણે મનુષ્યશરીર ધારણ કરીને આ લોકમાં આચરણ કર્યું છે," આ વાતનો અમે પણ સ્વીકાર કરીએ છીએ; પરંતુ મહા-ભારત રચ્યા પહેલાંથીજ શ્રીકૃષ્ણને અમાનુષી ઇશ્વરી શક્તિવાળા લોકો માનતા હતા, તે પણ પ્રમાણવાળું જણાય છે. અમને સમજાય છે કે, મહાભારત રચવામાં રચનારના મનમાં કર્મકાંડનું વિવેચન, વેદનું વિવેચન વગેરે અનેક ઉદ્દેશો હોવા છતાં અર્જુન અને સુભદ્રાને નમુના લાયક સ્ત્રી પુરૂષરૂપે વર્ણવવાં એ પણ તેમનો મુખ્ય ઉદ્દેશ જણાય છે. વળી "ઇશ્વરમાં અચળ ભક્તિ અને દૃઢ વિશ્વાસ એજ આદર્શ પુરૂષોનું સ્વભાવિક બળ છે;" તે પણ દેખાડવા માટે નરોત્તમ શ્રી-કૃષ્ણને મહાભારતમાં ગુંથી તેમની ઇશ્વરી શક્તિને મૂર્તિમાન કરવાનો પ્રયાસ કરેલો છે. એવી ઇશ્વરી શક્તિ કોઇ માનુષી પાત્રમાં કોઇ કવિથી કદિ ધારણ કરાવાય નહિ. આદિ કવિ વાલ્મીકિએ પણ એવી ઇશ્વરી શક્તિ રામમાં દર્શાવવા યત્ન કર્યો નથી. મહાભારતકારે તેવો

પ્રયત્ન કર્યો છે; અને તેમાં યથાશક્તિ સફળતા પણ મેળવી છે. આથીજ મહાભારતનો ગ્રંથ પાંચમા વેદને નામે ગણાયો છે. આ ઈશ્વરી શક્તિનું નામ "નિર્લેપતા" છે. શ્રીકૃષ્ણ મનુષ્યરૂપે નિર્લેપ છે.

આ નિર્લેપતા તે વૈરાગ્ય નહિ. અમે એનો મર્મ જે સમજીએ છીએ તે ગીતાનો એક શ્લોક ઉતારી સમજાવીએ છીએ.

**रागद्वेषवियुक्तस्तु विषयानिंद्रियैश्चरन् ॥**
**आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥**

ગીતા અ. ૨ શ્લો. ૬૪

"રાગદ્વેષરહિત અને મનને વશ થયેલી ઇંદ્રિયો દ્વારા વિષયોના ઉપભોગ કરતો સંયતાત્મા પુરૂષ શાંતિ મેળવે છે."

આ રીતે નિર્લેપતા અથવા અનાસક્તિ સ્પષ્ટ દર્શાવવા માટે હિંદુ શાસ્ત્રકારોએ એવી યુક્તિ ગ્રહણ કરી છે કે, નિર્લેપ અથવા અનાસક્તપાત્રને ઇંદ્રિયોના ઘણાક વિષયોમાં તેઓને વીંટે છે. એટલાજ-માટે મહાભારત પછીના પુરાણલેખકોએ નિર્લેપ શ્રીકૃષ્ણને અગણિત સુંદરીઓ વચ્ચે ગોઠવેલ છે, તેટલાજ માટે તાંત્રિકોનાં સાધનક્રમમાં બધી ઇંદ્રિયભોગ્ય વસ્તુઓનો ઉપયોગ ગોઠવેલો છે. જેઓ એ તમામ-માંથી યથેચ્છ ગતિ કરીને પણ તેમાં આસક્તિવાન થાય નહિ; તેજ નિર્લેપ કહેવાય. દ્રૌપદીને બહુ સ્વામી પણ એટલાજ માટે કલ્પેલા છે. "દ્રૌપદી સ્ત્રીજાતિમાં ધર્મની મૂર્ત્તિ છે; અને તેને આસક્તિ વિનાની ચીતરવી" એ કવિનો ઉદ્દેશ હોવાથી તેને તેવી ચીતરી છે. તેથીજ ગણિકાની પેઠે બહારથી પાંચ પુરૂષોએ વીંટાયલી છતાં પણ દ્રૌપદી સાધ્વી છે. પાતિવ્રત્યની આ પરાકાષ્ઠા છે. દ્રૌપદીની નજરે પાંચ પતિ પણ એકજ પતિરૂપ છે. ઉપાસનાની એકજ વસ્તુમાત્ર છે, અને ધર્મા-ચરણનું એ એકજ અભિન્ન લક્ષ્ય છે. જેમ સ્વાભાવિક ધર્માત્માની પાસે અનેક દેવો પણ એક ઈશ્વરમાત્ર છે; તેમ આસક્તિરહિત દ્રૌપદી-

પાસે પાંચ સ્વામી પણ ધર્માચરણનું એકજ સ્થળ માત્ર છે. તેને તેઓમાં પક્ષાપક્ષ કે ભેદાભેદ નથી. તે પોતાના ગૃહસ્થાશ્રમના ધર્મમાં નિષ્કામ, નિશ્ચળ અને નિર્લેપ હોઇને કર્તવ્યકર્મમાં તત્પર છે. એજ દ્રૌપદીચરિત્રમાં રહેલી ખરેખરી ખૂબી છે. આવો ધર્મ બહુજ મુસ્કેલ હોવાથી મહાભારતકારે મહાપ્રસ્થાન પર્વમાં તે પણ દર્શાવેલ છે. ત્યાં લખ્યું છે કે, દ્રૌપદીને અર્જુન ભણી જરાક પક્ષપાત હતો તેના પાપે તે સશરીર સ્વર્ગારોહણ કરી શકી નહિ અને રસ્તામાં સૌથી પ્રથમ મરણ પામી!

હવે સમજી શકાશે કે, "દ્રૌપદીને તેના પાંચે પતિના પેટનો માત્ર એક એક પુત્રજ શા માટે?" હિંદુશાસ્ત્ર પ્રમાણે તો પુત્રોની ઉત્પત્તિ ધર્મરૂપ છે, ગૃહસ્થાશ્રમીઓએ તેમાં અપ્રીતિ બતાવવી એ અધર્મ છે. પુત્ર ઉત્પન્ન થતાં વિવાહની સફળતા છે. ન થતાં ધર્મ અધુરો રહે છે; પરંતુ ધર્મનું જે પ્રયોજન તે એક પુત્રેજ સિદ્ધ થાય છે, એકથી વધારે પુત્રોની ઉત્પત્તિ ધર્મકાર્યમાં નિષ્પ્રયોજન હોઇ ઇંદ્રિયતૃપ્તિનુંજ પરિણામ છે. જોવાય છે કે દ્રૌપદી ઇંદ્રિયસુખમાટે નિર્લેપ હતી. ધર્મનું પ્રયોજન સિદ્ધ થતાં સ્વામીઓ સાથેનો તેનો ઇંદ્રિયસંબંધ બંધ પડયો હતો. સ્વામીના ધર્મકાર્ય માટે દ્રૌપદીએ એક એક પુત્ર બધા સ્વામીથી ગર્ભમાં ધારણ કર્યો હતો, પણ તે પછી નિર્લેપતાનેલીધે બીજાં સંતાનો તેણે ગર્ભમાં ધારણ કર્યાં નહતાં. કવિની કલ્પનાનું આ તાત્પર્ય છે.

આ બધી કથાનું તાત્પર્ય સાંભળી કોઇ એમ સમજે કે, "જે સ્ત્રી અનાસક્તિ ધર્મગ્રહણ કરે; તે પાંચ છ મનુષ્યને પણ સ્વામી રૂપે વરી શકે" તો તેમ સમજવાનું નથી. આ કથાનું તાત્પર્ય એટલુંજ છે કે, "જેની ચિત્તશુદ્ધિ થઇ છે તે મહાપાપમાં પડે તોપણ પાપ તેને સ્પર્શ કરી શકે નહિ. દ્રૌપદીના અદ્રષ્ટમાં જે હતું તે બન્યું.

સ્ત્રીઓને માટે એવું મહાપાપ બીજું કશુંજ નથી; પરંતુ દ્રૌપદીની ચિત્તશુદ્ધિ થઇ હતી એટલેજ તે મહાપાપમાં પણ ધર્મમાં વિજયવતી થઈ હતી."

અમે પ્રથમ દેખાડયું છે કે, દ્રૌપદી ધર્મબળને લીધે અત્યંત દર્પ-વાળી હતી; તેનો એ દર્પ કદિ કદિ, ધર્મને પણ ઓળંગી જતો ! એ દર્પની સાથે એનો ઇંદ્રિયજયને કશોજ વિરોધ ન હતો; પરંતુ તેનામાં નિષ્કામ ધર્મ બધાં અંગો સાથે સંપૂર્ણતાને પામ્યો હતો કે નહિ? તે જુદી વાત છે.



# દેશી સાહિત્યનો આદર.

**પાત્રો:—૧–ઉચ્ચ દરજ્જાનો અંગ્રેજી કેળવણી પામેલો** બંગાલી બાબુ.
૨–તેની સ્ત્રી.

બાબુ:–શું ચાલે છે ?

સ્ત્રી:–વાંચું છું.

બાબુ:–શું વાંચે છે ?

સ્ત્રી:–જે વાંચી જાણું છું તે. હુ તમારી અંગ્રેજી જાણુતી નથી, ફ્રેંચ પણ જાણુતી નથી, નશીબમાં જે છે તેજ વાંચું છું.

બાબુ:–ધૂળ–પત્થર, દેશી ભાષાઓનાં પુસ્તકોમાં તે શું વાંચવા જેવું છે ? એના કરતાં તો ન વાંચવું બહેતર.

સ્ત્રી:–શા માટે ?

બાબુ:–એ સઘળું Immoral obscene filthy (નીતિભ્રષ્ટ, બીભત્સ, મલિન ) છે.

સ્ત્રી:–(અંગ્રેજી નહિ ભણેલી હોવાથી) એ બધું શું કહેવાય ?

બાબુ:–Immoral કોને કહે છે, તે સમજ–એ તેજ છે–અર્થાત્ જે morality (નીતિ)ની વિરુદ્ધ હોય.

સ્ત્રી:–એ તે શું કોઇ ચોપગું જાનવર છે ?

બાબુ:–ના, ના–તે એ છે નામ કે–તેને માટે બીજો બંગાળી શબ્દ ક્યાંથી લાવું ? તે એજ કે, જે moral નથી–તેજ, બીજું શું ?

સ્ત્રી:–મરાલ શું ? રાજહંસ ?

બાબુ:–છટ્ ! છટ્ ! O woman thy name is stupidity (હે સ્ત્રી જાતિ તારૂંજ બીજું નામ મૂઢતા છે. )

સ્ત્રીઃ–એ વળી શું કહ્યું ?

બાબુઃ–બંગાળીમાં તો એ બધી વાત સમજાવી શકાય એમ નથી–ખરો માર્ગ તો એજ છે કે, બંગાળી ચોપડીઓ વાંચવીજ યોગ્ય નથી.

સ્ત્રીઃ–આ પુસ્તક કંઇ ખરાબ નથી. વાર્તા મજેની છે.

બાબુઃ–એક રાજા અને તેની માશુક બે રાણીઓની વાત છે કે નળ દમયંતીની કથા છે ?

સ્ત્રીઃ–તે સિવાય શું બીજી વાર્તાઓ નથી હોતી કે ?

બાબુઃ–તમારી ભાષામાં તે વળી એ સિવાય બીજું શું હોઇ શકે ?

સ્ત્રીઃ—એ પુસ્તક એવું નથી. એમાં કાટલેટ છે, બ્રાન્ડિ છે, વિધવા વિવાહ છે–સાધ્વીનાં ગીત છે.

બાબુઃ—Exactly ( એમજ ) તેથી તો કહું છું કે, એ ધૂળ પત્થર જેવું શામાટે વાંચે છે ?

સ્ત્રીઃ—કેમ, વાંચવાથી શું થાય ?

બાબુઃ—Demoralize (નીતિભ્રષ્ટ) થવાય.

સ્ત્રીઃ—તે વળી શું ? ઘેમો રાજા થવાય ?

બાબુઃ—કેવી બલા ! demoralize એટલે ચરિત્રભ્રષ્ટ થવાય.

સ્ત્રીઃ—સ્વામીનાથ, આપ બ્રાન્ડીની બાટલી પર બાટલી ઉડાવી જાઓ છો ! જેમની પાસે બેસીને એ કામ થાય છે, તેઓ એવા તો દુષ્ટ ચરિત્રવાળા હોય છે કે, તેમનું મોં જોવાથી પણ પાપ લાગે. આપના મિત્રો ડિનર પછી જે ભાષામાં વાતચીત કરે છે, તે સાંભળીને બબરચી પણ કાનમાં આંગળી ઘાલે છે ! પૃથ્વીમાં એવું એક પણ કુકર્મ નહિ હોય કે જે તેમના હાથે સત્કાર પામતું નહિ હોય ? તે સઘળાંઓથી આપના ચરિત્રને ભય નથી, અને હું ગરીબની દીકરી, બંગાળી ચોપડી વાંચવાથી ભ્રષ્ટ થઈ જાઉં ?

બાબુઃ–અમે છીએ Brass pot ( પિત્તળનાં વાસણ ), તમે છો Earthen pot ( માટીનાં વાસણ ).

સ્ત્રીઃ—એમ પોટ પોટ શા માટે કરો છો ? એકવાર આ ચોપડી જરા નહિ વાંચો ?

બાબુઃ—( રોમાંચિત થઇને અને પાછળ હઠીને ) હું એને અડકીને Hand contaminate કરીશ નહિ.

સ્ત્રીઃ—એટલે શું ?

બાબુઃ—હું એ સઘળાંને અડકીને હાથ મેલા કરીશ નહિ.

સ્ત્રીઃ—તમારા હાથ મેલા નહિ થશે, હું લૂછી આપું છું.

( સ્ત્રીએ પુસ્તકને પાલવ વડે સાફ કરીને સ્વામીના હાથમાં આપવું, માનસિક મેલના ભયથી બીધેલા ઉચ્ચ શિક્ષિતના હાથમાંથી પુસ્તકનું ભૂમિપતન થવું. )

સ્ત્રીઃ—અરે દૈવ ! ઠીક, તમે એ પુસ્તકની એટલી ઘૃણા કરો છો કે તમારા કોઇ અંગ્રેજ પણ તેટલી નહિ કરતા હોય ! ઉલટા તે લોક તો એ પુસ્તકનું અંગ્રેજીમાં થએલું ભાષાંતર વાંચે છે.

બાબુઃ—કંઈ ગાંડી થઇ ?

સ્ત્રીઃ—કેમ ?

બાબુઃ—બંગાળી ચોપડીનો અંગ્રેજીમાં તરજુમો ? આવી પાયા વગરની વાત તને કોણે સંભળાવી ? પુસ્તક Seditions (રાજદ્રોહી) તો નથી ? તેમ હોય તો Government (સરકાર) તરજુમો કરાવે એ સંભવિત છે. પુસ્તકનું નામ શું છે વારૂ ?

સ્ત્રીઃ—વિષ વૃક્ષ.

બાબુઃ—એટલે શું ?

સ્ત્રીઃ—વિષ કોને કહે છે તે જાણતા નથી ? તેનુંજ વૃક્ષ.

બાબુઃ—હા, હા, વીસ એટલે એક કોડી–૨૦.

સ્ત્રીઃ—તેમ નહિ. બીજી એક જાતનું વિષ થાય છે, જાણતા નથી ? તમારા સંતાપથી મારે એક દિવસ તેજ ખાવું પડશે.

બાબુઃ-ઓહો ! Poison ! Dear me ! (ઝેર ! અરરર ) તેનુંજ ઝાડ ફેંકી દે ! ફેંકી દે !

સ્ત્રીઃ-હવે કહો જોઈએ, ઝાડને અંગ્રેજીમાં શું કહે છે ?

બાબુઃ-Tree

સ્ત્રીઃ-હવે બન્ને શબ્દો એકઠા કરો, જોઈએ !

બાબુઃ-Poison Tree ! ઓહો, બરાબર બરાબર ! Poison Tree નામના એક અંગ્રેજી પુસ્તકની વાત મેં વર્તમાનપત્રમાં વાંચી હતી ખરી. ત્યારે શું તે એક બંગાળી પુસ્તકનું ભાષાંતર છે ?

સ્ત્રીઃ-તમે શું ધારો છો ?

બાબુઃ-મારો Idea (ખ્યાલ) હતો કે તે Poison Tree એક અંગ્રેજી પુસ્તક છે ને તેનોજ બંગાળીમાં તરજુમો થયો છે. ખરે પણ જ્યારે તે અંગ્રેજીમાં છેજ તો પછી બંગાળી શા માટે વાંચવું ?

સ્ત્રીઃ-વાંચવું તો અંગ્રેજી પદ્ધતિથીજ સારૂં છે-પછી તે હાથમાં ચોપડી લઈને હો કે ગ્લાસ લઈને હો; હું તમને તે અંગ્રેજી ઢબ-થીજ વાંચવાને આપું છું. જરા આ પુસ્તક જુઓને એ એક અંગ્રેજી પુસ્તકનુંજ ભાષાંતર છે-લેખકે પોતેજ જણાવ્યું છે.

બાબુઃ-અલ્કે, એવું એવું વાંચવું ઠીક છે. કયા અંગ્રેજી પુસ્તકનું ભાષાંતર છે ? Robinson Crusoe ( રોબીન્સન ક્રુઝો ) કે Watt on the improvement of the mind ? ( વૉટ ઓન ધ ઇમ્પ્રુવમેન્ટ ઑફ ધ માઇન્ડ ? )

સ્ત્રીઃ-અંગ્રેજી નામ તો હું નથી જાણતી, પણ બંગાળી નામ છે છાયામયી.

બાબુઃ-છાયામયી ? તે વળી શું ? જોઉં. ( પુસ્તક લઈને ) Dante ! By Jove ! ( ડેન્ટી ! હાં ! )

સ્ત્રીઃ-(ગાલમાં ને ગાલમાં હસીને) આ કંઈ બરાબર સમજમાં

ન આવ્યુ. કમનશીબ બંગાળીની છોકરી અંગ્રેજીનું ભાષાંતર સમજે એટલી બુદ્ધિ ક્યાંથી ધરાવે ? જરા તમેજ એ નહિ સમજાવો ?

બાબુઃ—તેમાં વળી આશ્ચર્ય સું ? Dante lived in the fourteenth century ( ડેન્ટી ચૌદમા સૈકામાં થઇ ગયો. ) અર્થાત્ તે fourteenth century ( ચૌદમા સૌકા)માં flourish (પ્રાદુર્ભુત ) થયો હતો.

સ્ત્રીઃ—ફુટન્ત સુંદરીને પાલિશ કરતો હતો ? એટલો મોટો કવિ ?

બાબુઃ—કેવું પાપ ! fourteen એટલે ચૌદ.

સ્ત્રીઃ—ચૌદ સુંદરીને પાલિશ કરતો હતો ? તે ચૌદજ હો, કે પંદર હો; પણ સુંદરીને વળી પાલિશ કરતો હતો શા માટે ?

બાબુઃ—કહું છું કે, ચૌદમી સેંચુરીમાં વર્તમાન હતો.

સ્ત્રીઃ—તે ચૌદ સુંદરીમાં વર્તમાન હો કે ચૌદસો સુંદરીમાં વર્તમાન હો. મતલબ તો આ પુસ્તક સાથે છે ને ?

બાબુઃ—પહેલાં Author (લેખકની) life (જીવન કથા) જાણવી જોઇએ. તે ફ્લોરેન્સ નગરમાં જન્મ ગ્રહણ કરીને મોટી મોટી Appointment ( જગ્યાઓ ) hold કરતો હતો (ધરાવતો હતો).

સ્ત્રીઃ—પોર્ટમેન્ટો હોલ્ડ ( પેટી ઉપાડવાનું કામ ) કરતો હતો ? આપણાથી તો હમણાં પોર્ટમેન્ટો હોલ્ડ નહિ થાય !

બાબુઃ—એમ કહું છું કે મોટી મોટી નોકરી કરતો હતો. પાછળથી Guelph (ગેલ્ફ) અને Ghibilline (ગીબીલીન)ના વિવાદમાં—

સ્ત્રીઃ—હવે એવું એવું બોલીને માથું ન ખાઈ જાઓ. પુસ્તક તો જરા સમજાવો.

બાબુઃ—તેજ સમજાવું છું. Authorની Life જાણ્યા વિના પુસ્તક કેવી રીતે સમજાશે ?

સ્ત્રીઃ—દુઃખી બંગાળીની છોકરી, મારે એ સઘળી વાતો સાથે શું કામ ? પુસ્તકનો મર્મજ સમજાવી દો ને ?

બાબુઃ–જોઉં, પુસ્તક કેવીક રીતે લખ્યું છે ?

(પછી પુસ્તક લઇને પ્રથમ પંક્તિનો પાઠ)

"સન્ધા–ગગને નિબિડ કાલિમા" તારી પાસે ડિક્ષનરી છે ?

સ્ત્રીઃ–કેમ ? ગાડું ક્યાં અટક્યું ?

બાબુઃ–'ગગન' એટલે શું ?

સ્ત્રીઃ–ગગન એટલે આકાશ.

બાબુઃ–"સન્ધ્યા–ગગને નિબિડ કાલિમા !" નિબિડ એટલે શું ?

સ્ત્રીઃ–ઓ ભગવાન્! આવાજ જ્ઞાનથી મને શીખવશો કે ? નિબિડ એટલે ધાડું. એટલું એ જાણુતા નથી ? જરા તો શરમાઓ !

બાબુઃ–શું સમજી, બંગાળી ફંગાળી એ સૌ તો હલકા લોકો જાણે. એ બધું અમારા લોકોમાં નહિ ચાલી શકે. એ શું અમને શોભે પણ ખરૂં ?

સ્ત્રીઃ–કેમ ? તમે કોણ લોક છો ?

બાબુઃ–અમારા લોકોની છે Polished Society–(સુધરેલો સમાજ) એ બધું વાહિયાત લોકોનું લખાણ–વાહિયાતોજ વાંચે–સાહેબ લોકોની પાસે એની કંઇ પણ કિંમત નથી–Polished Society માં તે શું એ બધું ચાલી શકે ?

સ્ત્રીઃ–તે માતૃ ભાષા ઉપર પાલિશ પદ્ધીનો આટલો બધો ક્રોધ શા માટે ?

બાબુઃ–અરે, મા તો મરીને ક્યારનીએ ભસ્મ થઇ ગઇ છે, તેની ભાષા સાથે તે વળી હવે શો સંબંધ ?

સ્ત્રીઃ–મારી પણ એજ ભાષા છે ને !–હું તો કાંઇ મરીને ભસ્મ નથી થઇ ગઇ !

બાબુઃ–Yes for thy sake, my jewel, I shall do it–મારા રત્ન, તારે ખાતર એકાદ બંગાળી ચોપડી વાંચીશ; પરન્તુ

mind, ( ધ્યાનમાં રાખ ) એટજ. તેથી વધારે નહિ; અને તે પણ બારણાં બંધ કરીને વાંચીશ કે જેથી કોઇ જોવા પામે નહિ.

સ્ત્રીઃ-ઠીક, તે પણ કબૂલ.

( શોધી શોધીને એક અત્યન્ત અશ્લીલ પરન્તુ સરલ પુસ્તક સ્વામીના હાથમાં મૂકવું, સ્વામીનું તેને આદ્યોપાંત વાંચી જવું. )

સ્ત્રીઃ-કેમ કેવી ચોપડી ?

બાબુઃ-Excellent; ( અત્યુત્તમ ) બંગાળીમાં પણ આવા ગ્રંથો છે તે હું જાણતો નહતો.

સ્ત્રીઃ-( તિરસ્કાર સાથે ) છટ્ ! એજ જાણી તમારી પાલિશ પક્ષી? તમારી પાલિશ પક્ષી કરતાં તો અમારી ખરબચડી પક્ષી-( સોસાયટી ) શીતલ પક્ષી અનેક રીતે સારી !

# નવીન લેખકોને થોડી સુચના.

(૧) કીર્ત્તિમાટે ન લખો. જો કીર્ત્તિમાટે લખશો તો કીર્ત્તિ પણ નહિ મળે અને તમારું લેખન પણ સારું નહિ થાય. લખાણ સારું હશે તો કીર્ત્તિ એની મેળેજ મળશે.

(૨) દ્રવ્યને માટે ન લખો. યુરોપમાં અનેક લેખકો આ સમયે દ્રવ્ય માટે લેખન-વ્યવસાય કરે છે અને દ્રવ્યપ્રાપ્તિ પણ કરે છે, તેમ તેમનાં લખાણો પણ સારાં હોય છે; પરંતુ ભારતવર્ષમાં હજુ એવો સમય આવેલો નથી. આ સમયે રૂપિઆ લઇ લખવાનો ઉદ્યમ કરવાથી લોકરુચિ જાળવવાની વૃત્તિ પ્રબલ થાય છે, અને આપણા દેશનો વર્તમાનકાળનો વાંચકવર્ગ સાધારણ સંસ્કારવાળો હોવાને લીધે તેમની રુચિ તરફ ઝૂકવાથી અનિષ્ટ થવાની સંપૂર્ણ સંભાવના છે.

(૩) તમને એમ નક્કી સમજાય કે તમે લખીને દેશનું કે મનુષ્ય જાતિનું કાંઇ અવશ્ય ભલું કરી શકશો અથવા સાહિત્યમાં કાંઇ નવું સૌંદર્ય ઉમેરી શકશો તોજ લખો. જે લોક અન્ય ઉદ્દેશે લખે છે તેઓ લેખકની ઉચ્ચ પદવીને પામી શકતા નથી.

(૪) જે લેખન અસત્ય કે ધર્મવિરુદ્ધ છે અથવા જે લેખનનો આશય પરનિંદા, પરપીડા કે સ્વાર્થપરતા છે; તે લેખ કદિ પણ હિતકર થઇ શકતો નથી; અને તેથી તે સર્વથા ત્યાજ્ય છે. સત્ય અને ધર્મજ સાહિત્યનું લક્ષ્ય છે. અન્ય કોઇ ઉદ્દેશે કલમ ઉઠાવવી એ મહાપાપ છે.

(૫) જે લખો તે તરત પ્રકાશિત કરી ન દો. કેટલીક મુદ્દત તેને દાબી રાખો અને પછી તેનું સંશોધન કરો; એટલે તમને દેખાશે કે તમારા લેખમાં અનેક દોષો છે. કાવ્ય, નાટક કે વાર્તાઓ લખો તો તેને તો એક બે વર્ષ મૂકી રાખો. એ પછી સંશોધન કરવાથી તે વિશેષ સુધરશે. જે લોકો દૈનિક, સાપ્તાહિક કે માસિકદ્વારા સાહિત્ય સેવા કરે છે તેમને માટે આ નિયમ નથી.

(૬) જે વિષયમાં જેનો પ્રવેશ ન હોય, તેણે તે વિષયમાં હસ્તપ્રક્ષેપ નજ કરવો જોઇએ; એ સ્પષ્ટ વાત છતાં સામાયિક સાહિત્ય-(દૈનિક, સાપ્તાહિક કે માસિક) માં આ નિયમની રક્ષા થતી નથી.

(૭) પોતાની વિદ્યા કે વિદ્વત્તા દેખાડવાને ડોળ ન કરો. જો તમારામાં વિદ્યા હશે તો તે લેખમાં એની મેળેજ જણાશે. વિદ્વત્તાનો ડોળ દેખાડવાથી વાંચકોને કંટાળો ઉપજે છે, અને તેથી પણ વિશેષ હાનિ તો લેખનરચના બગડશે એ છે. આજકાલ લેખકો અંગ્રેજી, સંસ્કૃત, ઉર્દુ ઇત્યાદિ ભાષાઓનાં અવતરણો (કોટેશન) કરતા જણાય છે; પણ આટલો નિયમ ખાસ યાદ રહેવો જોઇયે કે જે ભાષા

તમે જાણતા ન હો એ ભાષાના વાક્યને કે વાક્યાંશને અન્ય ભાષાની સહાયતાથી કદિ અવતરણ કરશો નહિ.

(૮) અલંકારો મૂકવાને કે રસિકતા લાવવાને ડોળ કરો નહિ. કોઈ કોઇ સ્થાનમાં અલંકારનું તથા વ્યંગનું કામ પડે છે ખરૂં, પણ જો લેખકના ભંડારમાં એ સામગ્રી હશે તો પ્રસંગવશાત્ તરતજ આવી હાજર થશે. ભંડારમાં નહિ હોય તો તમારી અલંકાર મૂકવાની કે રસિકતા લાવવાની ક્રિયા ઉપહાસ પાત્રજ થઇ પડશે.

(૯) સો અલંકારોમાં શ્રેષ્ઠ અલંકાર સરળતા છે. જે લેખક સહેલા શબ્દોમાં ને સહેલી પદ્ધતિમાં પોતાના મનનો ભાવ સમજાવી શકે છે તેજ ઉત્તમ લેખક છે; કારણ કે લખવાનો હેતુજ વાંચનારાઓને સમજાવવાનો છે.

(૧૦) કોઇનું અંધશ્રદ્ધાએ અનુકરણ ન કરો; કેમકે અનુકરણમાં દોષોનુંજ અનુકરણ થાય છે, ગુણોનું નહિ. અમુક સંસ્કૃત, અંગ્રેજી, ઉર્દુ કે બંગાલી લેખકે આમ લખ્યું છે માટે હું પણ આમજ લખું; એ વાતને કદિ પણ મનમાં સ્થાન આપશો નહિ.

(૧૧) જે વાતનું પ્રમાણ આપી શકો નહિ તે વાત પણ લખો નહિ. દરેક વખતે પ્રમાણો આપવાની જરૂર પડતી નથી; તથાપિ પ્રમાણ તૈયાર પાસે રાખવું એ બહુ જરૂરનું છે.

(૧૨) કોઇપણ ભાષાનું સાહિત્ય એ જાતિના ભરોસારૂપ છે. આથી એ જાતિના લેખકો જો એ નિયમોપર ધ્યાન રાખશે તો તેમના ભાષા-સાહિત્યની શોભા સત્વર વૃદ્ધિ પામશે.



# ગ્રંથસ્વીકાર.



નીચેનાં પુસ્તકોની પહોંચ આભાર સહિત સ્વીકારી વાંચક વર્ગની જાણ માટે તેનું મૂલ્ય, કદ ઇત્યાદિ નીચે આપવામાં આવે છે. તે ખરીદવા ઇચ્છનારે આ સંસ્થાપર ન લખતાં પ્રસિદ્ધકર્તાનેજ લખવું.

## ગુજરાતી પુસ્તકો.

**વ્યાખ્યાન સાહિત્ય સંગ્રહ**–( ભાગ ૧ લો તથા ભાગ ૨ જો–જુદા જુદા બાંધેલા. ) સંશોધક અને વિવેચક મુનિ મહારાજશ્રી વિનયવિજયજી, પ્રકાશક–સાહિત્ય પ્રકાશક મંડળ, જામનગર. રોયલ આઠ પેજી, પ્રથમ ભાગનાં, પૃષ્ઠ ૬૨૦ બીજા ભાગનાં પૃષ્ઠ ૬૪૦, ગ્લેજ કાગળ, પાકું પૂઠું, મૂલ્ય દરેક ભાગનું રૂ. ૨ાા.

**નૈસર્ગિક જીવનપ્રતિ પુનરાગમન એજ સ્વર્ગીય સુખની પુનઃ પ્રાપ્તિનો અમોઘ ઉપાય છે.**–અનુવાદક અને પ્રકાશક, ભોગીલાલ ત્રિકમલાલ વકીલ, મુ. વિસનગર ( ઉ–ગુજરાત ) રોયલ આઠ-પેજી પૃષ્ઠ ૧૭૬, ગ્લેજ કાગળ, બૉર્ડનું પૂઠું, મૂલ્ય રૂ. ૧.

**મહાકાવ્ય**–સદ્‌ગુરૂશ્રી કૃષ્ણરામ મહારાજકૃત નીતિ, ભક્તિ અને જ્ઞાન પ્રસારક ગ્રંથ. ( ભાગ ૧ લો તથા ૨ જો–જુદા જુદા બાંધેલા. ) પ્રસિદ્ધ કર્તા–રામદાસ હરિવલ્લભ નારાયણ મહારાજ, ઠે. સારંગપુર, અમદાવાદ. ડેમી આઠપેજી, ગ્લેજ કાગળ, પાકુ પૂઠું, પ્રથમ ભાગ પૃષ્ઠ ૭૪૦, મૂલ્ય રૂ. ૧ા બીજો ભાગ પૃષ્ઠ ૫૬૦, મૂલ્ય રૂ. ૧ાા.

**મનુ અને ભાનુ**–( ભાગ ૧લો. ) રચનાર અને પ્રસિદ્ધ કરનાર–મણિભાઇ નારણજી દેસાઇ તથા દ્વારકાદાસ રામજી દાવડા, ઠે. રામચંદ્ર મેન્સન્સ, સેન્ડ હર્સ્ટરોડ–મુંબઇ, ડેમી આઠ પેજી પૃષ્ઠ ૩૪૦, ગ્લેજ કાગળ, પાકુ પૂઠું, મૂલ્ય રૂા. ૧ાા.

**છત્રપતિ રાજારામ**—અથવા મરાઠાઓનો આત્મયજ્ઞ. સસ્તી વાર્તામાળા વર્ષ ૪ થું પુસ્તક ૪-૫-૬ ઠ્ઠું. લેખક ગોવર્દ્ધનદાસ કહાનદાસ અમીન, પ્રકાશક-ડાહ્યાભાઇ રામચન્દ્ર મ્હેતા, અમદાવાદ. સુપરરોયલ સોળ પેજી પૃષ્ઠ ૩૭૬, ગ્લેજ કાગળ, પાકું પુઠું, મૂલ્ય રૂ. ૧ાા કાચું પૂઠું રૂ. ૧ા

**આદર્શ ગૃહસ્થ અને જાપાની જાસુસ,** ઉપલીજ માળાનું પુસ્તક ૭-૮-૯ મું. લેખક-એમ. એમ. ભટ્ટ તથા મગનલાલ હરિકૃષ્ણ મ્હેતા. પૃષ્ઠ ૩૮૪, પાકું પૂઠું રૂ. ૧ાા કાચું પૂઠું રૂ. ૧ા.

**દુઃખમાં દિલાસો**—( બીજી આવૃત્તિ) લેખક અને પ્રકાશક-વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર. મુંબાઈ નં. ૨ બારપેજી પૃષ્ઠ ૮૪, ગ્લેજ કાગળ, પાકું પુઠું રૂ. ૦ાા~

**અર્થશાસ્ત્રના સિદ્ધાંતો**—ભાગ ૧ લો, લખનાર જેકીસનદાસ લ. બારભાયા. ઠે. ગીરગામ, મુંબાઇ. ડેમી બાર પેજી પૃષ્ઠ ૧૪૦, ગ્લેજ કાગળ, સાદુ પુઠું, મૂલ્ય લખ્યું નથી.

**ઓઘડશંકર** અને તેનો ભાઇ **ડાહ્યાભાઇ,** ( ઉપલાજ લેખકનું ) ડેમી બાર પેજી પૃષ્ઠ ૮૪, ગ્લેજ કાગળ, સાદુ પૂઠું, મુલ્ય લખ્યું નથી.

**પ્રાણાયામ**—ભાગ ૨ જો-લેખક અને પ્રકાશક પ્રભુશંકર નરભેરામ વ્યાસ, મુ. અડાજણ-સુરત. સોળ પેજી પૃષ્ઠ ૧૯૬, ગ્લેજ કાગળ, પાકું પૂઠું, રૂા. ૧.

**લેખસંગ્રહ**-(દ્વિતીય ભાગ) લેખક પ્રસિદ્ધવકતા મુનિ મહારાજ-શ્રી ચારિત્રવિજયજી મહારાજ, પ્રકાશક જૈન પત્રની ઑફીસ, ભાવનગર. રોયલ સોળ પેજી પૃષ્ઠ ૨૮૦, ગ્લેજ કાગળ, પાકું પુઠું. મૂલ્ય રૂા. ૧.

**મોન્ટીસોરી શિક્ષણ પદ્ધતિ**—(સચિત્ર) અંગ્રેજી પુસ્તકોને આધારે યોજનાર તથા પ્રસિદ્ધ કરનાર છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી, એમ. એ. શિક્ષક, મેલટ્રેનિંગ કોલેજ, વડોદરા, સોલ એજન્ટ-બુકસેલર **મોહનલાલ** મનસુખ શાહ-લ્હેરીપુરા મુ. વડોદરા. રોયલ સોળપેજી પૃષ્ઠ ૩૪૦, ગ્લેજકાગળ, પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૨.

**સ્ત્રીઓ અને સમાજસેવા**—મહાત્મા ગાંધીજીની પ્રસ્તાવના સાથે. લેખક ભોગીન્દ્રરાવ ર. દીવેટીઆ, પ્રકાશક કરસનદાસ જે. ચિતલીઆ, ભગિનીસમાજ ગિરગામ, મુંબાઇ. રોયલ બત્રીસ પેજી પૃષ્ઠ ૧૬૮, ગ્લેજકાગળ, સાદું પુઠું મૂલ્ય ૦ા≈

**સંગીતગીતા–ભાષાન્તર**–રચનાર સાધ્વી કસ્તુરબાઇ (વિમલા), પ્રકાશક ગોપીનાથ વૈજનાથ યાજ્ઞિક, મુ. ઉસરડ–કાઠીઆવાડ. ગ્લેજકાગળ, રોયલ સોળપેજી પૃષ્ઠ ૧૬૪, પાકું પૂઠું, ૦ા≈

**કેટલીક વાર્તાઓ**–લેખક અને પ્રકાશક–હરિલાલ માણેકલાલ દેસાઇ, બી. એ. ઠે. શિયાપુરા, વડોદરા. ગ્લેજકાગળ, ડેમી બાર પેજી પૃષ્ઠ ૧૨૪, પાકુ પુઠું, ૦ાા≈

**પ્રાણાયામ અને તમારાં કુટુમ્બ શી રીતે સુખી કરવાં?** ( સ્વામી રામતીર્થનાં બે વ્યાખ્યાનો–સસ્તા સાહિત્ય તરફના ગ્રંથમાંથી ઉદ્ધૃત ) પ્રકાશક વૈદ્ય હિમ્મતલાલ મણિશંકર ભટ્ટ, પંચમુખી મહાદેવની પોળ, વડોદરા. સોળ પેજી પૃષ્ઠ ૭૨, ગ્લેજ કાગળ, રૂ. ૦)≈

**ક્ષયરોગની સારવાર સંબંધી અગત્યની સૂચના**–યોજનાર મણિલાલ કેશવલાલ નાણાવટી, જુનાગઢ. ૮ પેજી પૃષ્ઠ ૪૪, ૦ા≈

**શ્રી વેદાન્ત માર્ગોપદેશિકા**—સંગ્રહીતા અને પ્રસિદ્ધ કર્તા–પંડિત જગન્નાથ પ્રભાશંકર, તંત્રી પ્રાતઃકાલ, ભુતડીના ઝાંપે, વડોદરા. ડેમી બાર પેજી પૃષ્ઠ ૧૬૩, ગ્લેજ કાગળ, સાદું પુઠું, મૂલ્ય રૂ. ૦ા≈

**ધ્યાનદીપિકા**—તપાગચ્છીય શ્રીમાન સકલચંદ્રજી ઉપાધ્યાયકૃત, ભાવાર્થ સાથે ભાષાન્તર કરનાર શ્રીમદ્ પન્યાસજી કેશરવિજયજી ગણિ, છપાવી પ્રસિદ્ધ કરનાર શા. સોમચંદ ભગવાનદાસ–ઠે. પાનકોરને નાકે, અમદાવાદ. કાગળ ગ્લેજ, ડેમી આઠ પેજી પૃષ્ઠ ૨૫૦, પાકુ પૂઠું રૂ. ૧ા

**સમ્યગ્દર્શન**—લેખક અને પ્રકાશક ઉપર પ્રમાણે. કાગળ ગ્લેજ, ડેમી આઠ પેજી. પૃષ્ઠ ૧૬૪, પાકું પૂઠું, રૂ. ૦ાાા

**નીતિમય જીવન અને ગૃહસ્થધર્મ**—લેખક પ્રકાશક ઉ૦ ઉપર પ્રમાણે. રોયલ સોળ પેજી, પૃષ્ઠ ૩૫૨, પાકુ પૂઠું રૂ. ૧)=

**નીતિવાક્યામૃત**—લેખક પ્રકાશક ઉ૦ ઉપર પ્રમાણે. કાગળ ગ્લેજ, રોયલ સોળ પેજી પૃષ્ઠ ૧૮૮, પાકુ પૂઠું રૂ. ૦।=

**નીચેનાં નાના કદનાં ચોપડી ચોપાનીયાં પણ આભાર સહિત સ્વીકારવામાં આવે છે.**

**ચાહ, કોફી, તમાકુ, દારૂ વગેરે**—ઠે. તંત્રી પ્રાતઃકાલ, વડોદરા પૃષ્ઠ ૩૬, ૦)=

**આપણી અવનત સ્થિતિ** પૃષ્ઠ ૩૨, ૦)= તંત્રી પ્રાતઃકાલ.

**બાલરોગ ચિકિત્સા** મ. કે. નાણાવટી, જુનાગઢ. પૃષ્ઠ ૩૨, ૦)=

**ભગિની સમાજ પત્રિકામાળાના** પ્રકાશક કરસનદાસ જે. ચિતેલીયા ( ઠે. ભગિનીસમાજ ગીરગામ મુંબઇ ) તરફથી નીચેનાં પુસ્તકો મળ્યાં છે. **શરીર અને ગૃહ શૃંગાર તથા બ્હેનોને બે બોલ,** પૃષ્ઠ ૫૦ મૂલ્ય ૦)= **સ્ત્રીઓ અને જાહેર જીવન,** પૃષ્ઠ ૨૦ મૂલ્ય ૦)- **સ્ત્રીઓના સમય અને સાધનનો સદુપયોગ,** પૃષ્ઠ ૧૬ મૂલ્ય ૦)- **ફીજીબેટમાં આપણી હિન્દી બ્હેનોની દુર્દશાનો હૃદયભેદક ચિતાર,** પૃષ્ઠ ૧૬, મૂલ્ય લખ્યું નથી.

**બાળમિત્રમાળાના** પ્રકાશક મંગલદાસ બી. દલાલ ( મુ. કરાંચી ) તરફથી નીચેનાં પુસ્તકો મળ્યાં છે. **બાળકવિતાઓ** પૃષ્ઠ ૩૦, મૂલ્ય ૦)- **વાવે તેવું લણે,** પૃષ્ઠ ૪૦, મૂલ્ય ૦)=

**મગનભાઈ ચતુરભાઈ પટેલ,** બી. એ. એલ. એલ. બી; બારીસ્ટર એટ-લૉ તરફથી ચોથી પાટીદાર પરિષદના પ્રમુખ તરિકે જુનાગઢમાં અપાયલું ભાષણ.

**સમસ્ત વિશાનાગર વણિક પ્રથમ પરિષદ**—વડનગરના પ્રમુખ શ્રીયુત ભવાનીદાસ નારણદાસ બી. એ., એલ. એલ. બી. નું ભાષણ.

## હિન્દી પુસ્તકો.

**સ્વધર્મ સર્વસ્વ**–કર્તા શ્રીમાન ગંગાધર બાપુજી વૈદ્ય, પ્રકાશક–ભાવનગર શ્રી સનાતન ધર્મપ્રવર્તક મંડળ તરફથી શ્રીયુત કૌશિકરામ વિઠ્ઠલરરામ મ્હેતા, બી. એ. ભાવનગર. ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૮૧૨ ગ્લેજકાગળ, પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૨ાા

**પુરૂષાર્થ પ્રકાશ**–શ્રીમત્ સ્વામી વિશ્વેશ્વરાનંદજી તથા બ્રહ્મચારી નિત્યાનંદજી વિરચિત. બાર પેજી પૃષ્ઠ ૩૪૦, ગ્લેજકાગળ, સાદુ પૂઠું, રૂા. ૧ાા

**ભાગ્ય ફેરનેકી કુંજી**—મૂળ ગુજરાતી પુસ્તક–નશિબ ફેરવવાની કુંચી–નો હિન્દી અનુવાદ. પ્રકાશક મહાવીર પ્રસાદ ગહમરી, સ્વર્ગમાલા કાર્યાલય–ગહમર જીલ્લા ગાજીપુર ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૧૭૬, કિં. લખી નથી.

**સ્વરાજ્ય સાહિત્યમાલાનાં પુસ્તકો:-**

**સ્વરાજ્ય**–લેખિકા–શ્રીમતી એની બીસેન્ટ, ૦)–ાા

**સ્વરાજ્યકી આવશ્યકતા ઔર દુર્બલ દેશપર ભારી બોઝ**–લેખક શ્રી૦ સી૦ વાઈ ચિંતામણી ઔર લાલા લાજપતિરાય ૦)≈

**સ્વરાજ્ય સંગીત**–લેખક કવિ સમુદાય. ૦)≈

**સ્વરાજ્યકી વ્યાખ્યા**–લેખક બાબુ અમ્બિકા ચરણ મજૂમદાર ૦)≈

**સ્વરાજ્યકી કસૌટી**–લેખક પં. જગતનારાયણ ૦)≈

દરેક પુસ્તકનું કદ ક્રાઉન સોળ પેજી ત્રણથી ચાર ફોર્મ જેટલું હોય, કાગળ ગ્લેજ અને પૂઠું સાદું છે.

પ્રકાશક "પ્રતાપ કાર્યાલય–કાનપુર.

**રેલ્વે કાનૂન ભાગ ૧ લો,** મુસાફરો કે હક્ક સમ્બંધી સૂચના–લેખક તથા પ્રકાશક, જીવરાજ ગોકલદાસ નેણસી, ઠે. રેલ્વે કાયદા ઓફીસ, બોરાબજાર સ્ટ્રીટ, કોટ, મુંબઈ. મૂલ્ય ૦)–ાા

## મરાઠી પુસ્તકો.

**સ્વામી વિવેકાનંદ યાંચે ચરિત્ર**–ભાગ પહિલા–સંપાદક ભાસ્કર વિષ્ણુ ફડકે અને રામકૃષ્ણ વાસુદેવ બર્વે, માટુંગા–મુંબાઈ. ક્રાઉન

સોળ પેજી પૃષ્ઠ ૨૩૨, ગ્લેજકાગળ, સાદુ પૂઠું મૂલ્ય ાાા=

**સ્વામી વિવેકાનંદ યાંચે ચરિત્ર**–ભાગ દુસરા–( ઉપલાજ લેખકનું) પૃષ્ઠ ૨૦૮, મૂલ્ય ાાા=

## સિન્ધી ભાષાનાં પુસ્તકો.

( સસ્તા સાહિત્યના ધોરણે નીકળેલાં પુસ્તકો )

**તુલસીકૃત રામાયણ**–સિન્ધી ભાષામાં રોયલ આઠ પેજી પૃષ્ઠ ૭૦૦ નું દળદાર પુસ્તક. કાગળ ગ્લેજ, મૂલ્ય માત્ર રૂ. ાા= પ્રકાશક તેજુરામ રોચીરામ શર્મા–કરાંચી.

**શ્રીમદ્ ભગવદ્ગીતા**–મૂલ સહિત સિન્ધી ભાષામાં અનુવાદ સુપરરોયલ બત્રીસ પેજી પૃષ્ઠ ૩૬૪ નો દળદાર ગુટકો કાગળ રફ, મૂલ્ય માત્ર રૂ ૦)= પ્રકાશક તેજુરામ રોચીરામ શર્મા–કરાચી.

ઉપલાં બંને પુસ્તકો મળવાનું ઠેકાણું સસ્તું સાહિત્ય સોસાઇટી–કરાંચી

## રીપોર્ટ.

**હિન્દુ અનાથાશ્રમ** નડિયાદનો સને ૧૯૧૫–૧૬ નો રિપોર્ટ
કાઠીયાવાડ હિન્દુ અનાથાશ્રમનો સંવત ૧૯૭૨નો રિપોર્ટ.
ચરોતર એજ્યુકેશન સોસાઇટીનો પ્રથમ વર્ષનો રિપોર્ટ.
વનિતા–વિશ્રામ મુંબઈ અને સુરતનો રિપોર્ટ. સં. ૧૯૭૨
અમદાવાદ બ્હેરા મુંગાની શાળાનો રિપોર્ટ સને ૧૯૧૫
શ્રી અમદાવાદ સંસ્કૃત પાઠશાળાનો ૧૯૧૫–૧૬નો રિપોર્ટ
શ્રી વિદ્યામૃત વર્ષિણી પાઠશાળાનો સં. ૧૯૭૨નો રિપોર્ટ.
ભૃગુપુર હિન્દુ અનાથાશ્રમનો નવમા વર્ષનો રિપોર્ટ
ચોરવાડ મિત્રમંડળ લાયબ્રેરીનો ૧૯૧૬નો રિપોર્ટ
અમદાવાદ ગોખલે સોસાઇટીનો રિપોર્ટ
ઇસમાઇલી કાંઠી મોહલા કન્યાશાળાનો રિપોર્ટ.
શ્રી શારદાશ્રમ જવાલાપુર હરિદ્વારકા સંક્ષિપ્ત વૃત્તાંત.

# આફ્રિકા ઈ૦ દેશાવરના ગ્રાહકોને સૂચના.

આફ્રિકા તેમજ બીજા દેશો કે જ્યાં પુસ્તકો વી. પી. થી જઈ શકતાં નથી ત્યાંનાં વિવિધ ગ્રંથમાળાનાં ચાલુ ગ્રાહકોને તેમજ નવીન ગ્રાહક થવા ઈચ્છનારાઓને સૂચના કરવાની કેઃ—

૧ સં. ૧૯૭૪ નું પહેલું પુસ્તક નિકળે કે તુરત તેમનાપર રવાના કરી શકાય; તેટલા માટે આ પુસ્તક મળેથી સં. ૧૯૭૪ ના વર્ષનું લવાજમ વધારાના પોસ્ટેજ સહિત રૂ. ૨–૮–૦ અને પાકાં પૂઠાંના ગ્રાહકોએ રૂ. ૩–૧૨–૦ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય–અમદાવાદ–ના મેનેજરને શિરનામે તુરતમાં મોકલી આપવું. ચાલુ વર્ષના છેલ્લા બે અંક બાકી છે, તે દીવાળીની આસપાસમાં બહાર પડેથી રવાના થઈ જશે.

૨ પુસ્તકો ટપાલમાં ગેરવલ્લે જવાનું જોખમ આ સંસ્થા ઉપર રાખવા ઈચ્છનારે દરેક ગ્રાહક દીઠ ઉપલી રકમ ઉપરાંત રૂ. ૦–૧૨–૦ ની રકમ રજીષ્ટર્ડ ખર્ચ બદલ વધુ મોકલવી. રજીષ્ટર્ડ કરવા છતાં પણ રસ્તામાં બોટ ડુબવી વગેરે આસ્માની સુલતાની નુકશાનોથી પુસ્તક ગુમ થાય તેને માટે આ સંસ્થા જુવાબદાર નથી.

૩ સં. ૧૯૭૪ ના વર્ષમાં પણ ચરિત્રમાળા બંધ રહેનાર હોવાથી તેનું લવાજમ મોકલવું નહિ.

૪ ફીનીક્ષમાં "ઈન્ડીયન ઓપિનીયન" ની ઓફીસમાંથી આ ખાતાનાં પુસ્તકો મળી શકતાં હતાં; પરંતુ લડાઈને લીધે સ્ટીમરોની અગવડથી અહીંથી પુસ્તકોની પેટીઓ મોકલવી મુશ્કેલ થઇ પડી છે, માટે જોઈતાં પુસ્તકો કિંમત, ટપાલ ખર્ચ તથા રજીષ્ટર્ડ ખર્ચ જોગો પોષ્ટલ ઓર્ડર અમદાવાદ મોકલીને મંગાવી લેવાં.

૫ સંસ્થામાં હાલ જે પુસ્તકો તથા ફોટો તૈયાર મળે છે; તેનાં નામ તથા કિંમત માટે આ પુસ્તકની છેવટે જાહેરખબરોમાં જોવું.

૬ ટપાલ ખર્ચ તથા રજીષ્ટર્ડ ખર્ચ બદલ કિંમતના દરેક રૂા. દીઠ શુમારે ૭ થી સાત આના અને ઓર્ડર નાનો હોય તો આઠ આના પ્રમાણે રકમ મોકલવી, કાંઇ વધશે તો એકાદ નાનું પુસ્તક તે બદલ વધુ મોકલાશે.

# પિંજરામાંનાં પક્ષીઓ ઉપર ઘાતકીપણું !

## દયાળુ માલેકોને અરજ.



મુંબઇ અને બીજાં સ્થળોના મહોલ્લાઓમાં ફરતાં ઘણાં મકાનોની બારીઓએ પક્ષીઓનાં પીંજરાંઓ ટાંગેલાં મારા જોવામાં આવે છે.

ઘણાંખરાં પિંજરાંઓ પિત્તળ અથવા લોઢાનાં હોય છે, અને રાત દિવસ **પવનના સપાટા** તેઓ ઉપર વાય છે, તથા **કલાકો-સુધી તેઓ તડકામાં રહે** છે તેથી ઘણાં ગરમ થઇ જાય છે, અને અંદર પુરાયલાં બિચારાં પક્ષીઓને કાંઇ પણ છાંયડા વિના, તથા પીંજરાની ગરમ થયેલી ધાતુથી હેરાન થતાં મેં નજરે જોયેલાં છે. સેંકડો બિચારાં પક્ષીઓ એ રીતે દરરોજ હેરાન થાય છે. આ જાતનું ઘાતકીપણું માત્ર આવચારનું પરિણામ છે.

પક્ષીઓના માલેકો દયાળુ હોય છે, અને કેટલાક મકાનોમાં મેં જાતે જઇને તેવી રીતે દુઃખી થતાં પક્ષીઓને આરામ આપવા તેમના માલેકોને વિનતિ કરેલી ત્યારે તેઓએ ખુશીથી મારી તે અરજ ધ્યાનમાં લઇને પિંજરાને તડકામાંથી ખસેડીને બીજી જગાએ મૂકેલાં હતાં.

માટે પિંજરામાંનાં પક્ષીઓના તમામ દયાળુ માલેકો **પોતાનાં વહાલાં પક્ષીઓ તડકા તથા પવનના સપાટાથી હેરાન થાય નહિ** તેવી સંભાળ લેવાની મહેરબાની કરે એવી મારી પ્રાર્થના છે.

પિંજરામાં પક્ષીઓને રાખવાની ફેશનની ખાતર હજારો બિચારાં નીર્દોષ પક્ષીઓને તેમનાં નરમાદાથી તથા બચ્ચાંઓથી વિખુટાં પાડીને નિર્દય વાઘરીઓ જંગલમાંથી પકડી લાવે છે. એવી રીતે પકડેલાં પક્ષી ઉપર ઘણું ત્રાસદાયક ઘાતકીપણું ગુજરે છે તેનો ખ્યાલ લોકોને આપવા માટે લંડનમાં એક ખાસ **બાદશાહી પક્ષિરક્ષક મંડળી** છે. ઘણા નિર્દય પક્ષી પકડનારાઓને ઇંગ્લંડની કોર્ટોમાં શિક્ષા થાય

છે, અને તેમણે પકડેલાં પક્ષીઓને ઉડાડી મૂકવામાં આવે છે, તથા તેમની જાળ વગેરે સામાનને જપ્ત કરવામાં આવે છે.

જે બિચારાં પક્ષીઓને જંગલે જંગલ ઉડવાને તથા પોતાનાં નરમાદા તથા બચ્ચાંઓ સાથે સુખ ભોગવવાને પરમેશ્વરે પેદા કર્યા છે તેમને નાનાં પિંજરાંમાં તેમની જીંદગી સુધી એકાંત કેદ કરવાનો ઘણો ઘાતકી રીવાજ આ દેશમાંથી જલદી નાબુદ થાય, તથા નિર્દય પકડનારાઓને વિલાયતની પેઠે આ દેશની કોર્ટોમાં પણ શિક્ષા થાય એવી મારી પ્રાર્થના નંબર બે છે. તા૦ ૧૬ મી માર્ચ ૧૯૧૬.

શ્રી જીવદયા જ્ઞાન પ્રસારક ફંડની ઑફીસ,
૩૦૯, શરાફ બજાર,—મુંબઇ. } લાભશંકર લક્ષ્મીદાસ.

---

નૈસર્ગિક આરોગ્ય પ્રસારક સંસ્થા તરફથી જાહેર ખબર.

# !!! પ્લેગથી બચો !!!



તા. ૯ મી થી તા. ૩૦ મી ઑગસ્ટ સુધીમાં અમદાવાદમાં કુલ ૨૩૯ પ્લેગના કેસ નોંધાયલા તેમાંથી ૨૨૯ મરણો નિપજ્યાં છે. અર્થાત્ દેશી વિલાયતી દવાઓના બનતા સઘળા ઈલાજ કરવા છતાં પ્લેગના દરદીઓમાંથી સેંકડે ૯૫ કે ૯૬ માણસો મરણ પામે છે. આવી હાલતમાં માણસોની અમૂલ્ય જીંદગીઓ પ્લેગના પંઝામાંથી સેંકડે ૯૦ ટકા કે તેથી પણ વધારે પ્રમાણમાં અનુકૂળ સંજોગો વચ્ચે ખાત્રીપૂર્વક બચાવી શકે તેવા નૈસર્ગિક–કુદરતી ઉપચારો છે. સોલાપુર, ખંડાલા અને ગુજરાતના કેટલાક ભાગમાં આ નવીન જાતના ઉપચારો પ્લેગના દરદીઓપર અજમાવી જોતાં ઘણાંજ સારાં પરિણામ અનુભવેલાં હોવાથી તેવોજ લાભ અમદાવાદના શહેરીઓને આપવા અમે ગોઠવણ કરી છે; માટે પ્લેગના દરદીઓ અમારી પાસે આવશે તો દરદીની સ્થિતિ પ્રમાણે છેક સાધારણ ફી લઈ તથા તદ્દન ગરીબ દરદી પાસેથી કંઈજ પૈસા લીધા વગર અમે અમારા ઉત્તમ નૈસર્ગિક ઉપાયોવડે તે મનુષ્યની જીંદગી બચાવવા પ્રયત્ન કરીશું.

ઠેકાણું:–લાલ દરવાજે, સરકારી તાર ઑફીસની સામે, "નવજીવનાલય"માં, મુ. અમદાવાદ.
તા. ૫–૯–૧૯૧૭.

ગોવિંદ અમૃત વૈદ્ય.
ડૉક્ટર મહાદેવ પ્રસાદ.

# બ્હેરા-મુંગાની શાળા, અમદાવાદ.

**લવાજમ**—પેટ્રન રૂ. ૫૦૦, લાઇફમેમ્બર રૂ. ૫૦), વાર્ષિક સભાસદ રૂ. ૫)

**વહીવટ**—શાળાનો કુલ વહીવટ પેટ્રન, લાઇફ મેમ્બર અને વાર્ષિક સભાસદ મળીને થએલી જનરલ કમિટી કરે છે.

**સંખ્યા**—સને ૧૯૧૬ આખર શાળામાં ૪૦ છોકરાં (૩૨ છોકરા અને ૮ છોકરીઓ) હતાં.

**અભ્યાસ**—છોકરાંને **બોલતાં**, ભાષા અને શિવણ વગેરે ઉપ-યોગી હુન્નર મફત શીખવાય છે.

**ઉપજ અને ખર્ચ**—સને ૧૯૧૬ માં રૂ. ૫૪૯૫-૧૦-૩ ઉપજ અને રૂ. ૪૦૨૫-૧-૨ાા ખર્ચ થયું હતું.

**સિલિક**—સને ૧૯૧૬ આખર રૂ. ૧૪૫૮૩-૧-૯ ની સીલીક હતી.

**ગ્રાંટ**—દર વર્ષે રૂ. ૫૦૩ નામદાર સરકાર તરફથી અને રૂ. ૯૦૦ અમદાવાદ મ્યુનિસિપાલિટિ તરફથી ગ્રાંટ મળે છે.

**શાળાની હાજતો**—(૧) રૂ. ૫૦,૦૦૦નું **કાયમ ફંડ**; (૨) શાળાના અભ્યાસ માટે અને છોકરાઓને રહેવાને **મકાન**; (૩) બ્હાર-ગામના શાળામાં રહેનારા છોકરા માટે **રસોડું**; (દર સાલ રૂ. ૧૦૦૦, નું જાથુ ખર્ચ.)

**રૂ. ૧૦૦ માં અમર નામ**—રૂ. ૧૦૦ અથવા વધારે એક રકમે શાળાના બોર્ડિંગના નિભાવ માટે ભેટ આપનારની મરજીમાં આવે તે દિવસે સદરહુ રકમના વ્યાજમાંથી દર વર્ષે શાળામાં રહેનાર છોકરાઓને જમાડવામાં આવશે અને ભેટ આપનારનું નામ ચિતરા-વીને શાળાના મુખ્ય હોલમાં રાખી **અમર** કરવામાં આવશે.

**વિનંતિ**—ગમે તે બ્હેરાં-મુંગાંને શાળામાં મોકલવા અને સભા-સદ થઇને અથવા બીજી રીતે નાણાંની મદદ રૂબરૂ અથવા મનીઑ-ર્ડરથી કરવા સગ્રહસ્થોને વિનંતિ છે.

# વિવિધ ગ્રંથમાળાના આગલાં વર્ષોના સૅટ.

## નીચલા દરેક સેટમાં પૃષ્ટ ૨૦૦૦ છે.

**સં. ૧૯૭૧**–સ્વામી વિવેકાનંદના સદુપદેશ ભાગ ૧ લો; અખાની વાણી; સાચું સ્વર્ગ; વિવેકાનંદ ભાગ ૨ જો; ટુંકી વાર્તાઓ ભા. ૩ જો. મૂલ્ય રૂ. ૨) પાકાં પૂઠાં રૂ. ૩, પો. ०॥ અને ०॥- જુદું.

**સં. ૧૯૭૨ નાં પુસ્તકો**–રામતીર્થ ભાગ ૮–૯, આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન, પ્રભુમય જીવન, લઘુ લેખ સંગ્રહ ભા. ૨ જો, ટુંકી વાર્તાઓ ભાગ ૪ થો, હિંદી લેખમાળા ભાગ ૧ લો. કુલ પૃષ્ઠ ૨૦૦૦ મૂલ્ય રૂ. ૨, પાકાં પૂઠાં રૂ. ૩, પોસ્ટેજ ०॥ અને ०॥- જુદું.

## નીચલા દરેક સૅટમાં પૃષ્ટ ૧૫૦૦ છે.

**સં. ૧૯૬૭**–નાં પુસ્તકો હવે મળતાં નથી.

**સં. ૧૯૬૮**–નવસંહિતા; કાશ્મીરનો પ્રવાસ; વિવેકાનંદનાં પત્રો; નવાયુગની વાતો ભાગ ૨ જો; રામતીર્થ ભાગ ૪ થો; વીર દુર્ગાદાસ. મૂલ્ય રૂ. ૧॥ પો. ०॥, જુદું. પાકાં પૂઠાંનાં હવે મળતાં નથી.

**સં. ૧૯૬૯**–રામતીર્થ ભા. ૫, પદ્યાત્મક ગીતા; નવલકથા સંગ્રહ; ના૦ શહેનશાહ ૬૦; છોટાલાલ પદબોધિની; વૈરાગ્ય બોધકાવ્ય; દુઃખમાં વિદ્યાભ્યાસ; કથાગુચ્છ; ટુંકી વાર્તાઓ. મૂલ્ય ૧॥ પો.०॥જુદું. પાકાં નથી.

**સં. ૧૯૭૦**–રામતીર્થ ભા. ૬; સામાજિક સેવાના સન્માર્ગ; ટુંકી વાર્તાઓ ભાગ ૨; રામતીર્થ ભાગ ૭; નેપોલીયન બોનાપાર્ટ. મૂલ્ય રૂ. ૧॥, પોષ્ટેજ ०॥ જુદું. પાકાં પૂઠાંનાં મળતાં નથી.

પોસ્ટેજ ખર્ચ હિંદુસ્તાનની બહાર માટે ઉપર લખ્યાથી બેવડું સમજવું.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય–મુંબઇ અને અમદાવાદ.**

# ઉત્તમ અને સસ્તા ગ્રન્થો.

# વાંચવામાં આંખોની સંભાળ.

(૧) પુરતું અજવાળું ના હોય ત્યાં કદી વાંચવું નહીં. (૨) વાંચતી વખતે ડોકું નીચું નમાવી કદી વાંચવું નહીં. બરાબર હરેકત ના ઉકલે તો ચોપડીને આંખો પાસે લાવો, પણ વાંચતી યા લખતી વખતે ડોકું તો ટટારજ રાખો. (૩) ચોપડી આંખોથી આશરે ચઉદ ઇંચ દૂર રાખી વાંચવું. (૪) જ્યારે જ્યારે તમે બારી આગળ અથવા દીવાના પ્રકાશથી વાંચતા હો ત્યારે એવી ગોઠવણ કરો કે તે અજવાળું કાં તો તમારા માથા ઉપરથી અથવા તો ડાબી બાજુથી આવે, સામો પ્રકાશ રહેવાથી આંખોનું તેજ ઘટે છે. (૫) એક ટશે કલાકના કલાક નહિ વાંચતાં કલાકે કલાકે આંખોને ચોપડીમાંથી ખસેડી બહુ દૂર નજર નાખવી. એવી રીત દરેક મીનીટ આરામ આપવો. (૬) તડકો ચોપડીપર પડે તેમ રાખીને વાંચવું નહીં. (૭) આગગાડીમાં અથવા દોડતી ગાડીમાં કદી વાંચવું નહીં. (૮) ઢોંચેલ કે આરામ ખુરસીપર બેસીને કદી વાંચો નહીં, ટટાર બેસીનેજ વાંચવું. (૯) તમારી આંખો સાંજ સવાર ચોખ્ખા અને ઠંડા પાણીથી ધોજો અને ફરવા જાઓ ત્યારે લીલા ઘાસ અને ઝાડો તરફ [illegible] નજર નાખજો. (૧૦) જે દીવેથી વાંચો તેનો પ્રકાશ પુરતો અને સ્થીર હોવો જોઈએ અને તે પ્રકાશ આંખોપર ન પડતાં ચોપડીપર પડે તેવી રીતે કાગળ કે કપડાની આડ રાખવી.

(૧૧) [illegible] તમારી આંખો બગાડશે.